એવો કે મારા સંકલ્પાત્મક મનના નિશ્ચયાત્મક ચિત્ત તરફનું રોકાણ કર્યા વિના મને દુઃખ ઉત્પન્ન થવાનું કારણ શું ? આ પ્રશ્નનો ટુંકામાં ભાવાર્થ એવો છે કે, બુદ્ધિથી નિશ્ચય ન કર્યા છતાં માત્ર મનનાજ સંકલ્પથી દુઃખ શાથી થાય છે? તેનો નિર્ણય કરવાને મને અધિકાર નથી; માટે આપ જ નિર્ણય કરી સમજાવો ૨૯

ममत्वगतराज्यस्यराज्यांगेष्वखिलेष्वपि ॥
जानतोपियथाज्ञस्य किमेतन्मुनिसत्तम ॥२०॥

ત્યારે એ દુઃખ કયું ? એમ પુછશો તો દર્શાવું છું કે, હે શ્રેષ્ટમુનિ ! મારૂં રાજ્ય નષ્ટ થયું, તથા સ્વામિત્વ, પ્રધાન, સગાં, ધનનો ભંડાર, દેશ, કોટ કીલ્લા

તથા સૈન્ય એવા સાત રાજ્યાંગ અને પુર-
વાસી જનોનો સમુદાય વગેરે, મારા અજ્ઞા-
નિધ્યથી નહિ સરીખાં થયા, એમ મારા
જાણુવા છતા, અજ્ઞાનીની પેઠે, મારૂ તેમના
પ્રત્યેનું મમત્વ જરા પણુ મટતું નથી તેનુ
કારણુ શું ? ૩૦

अयंचनिकृतः पुत्रैर्दारैर्भृत्यैस्तथोज्झितः ॥
स्वजनेनचसंत्यक्तस्तेषुहार्दीमथाप्यति ॥३१॥

એવુ મમત્વ માત્ર મનેજ છે એમ નથી
પરતુ આ વૈશ્ય પણુ મારી પેઠે જ દુખી
છે તે એ રીતે કે, એના પુત્ર, સ્રીઓ,
સેવકો, તથા સ્વજનોએ કદાપિ એનો તિ-
રસ્કાર પૂર્વક ત્યાગ કર્યો, તથાપિ આ વૈ-
શ્ય તેઓ તરફ અત્યંત સ્નેહયુક્ત છે. ૩૧

एवमेषतथाहंचद्वावप्यत्यंतदु:खितौ ॥
दृष्टदोषेपिविषयेममत्वाकृष्टमानसौ ॥ ३२ ॥

એવી સ્થિતિનો આ વૈશ્ય છે, તેમજ હું પણ તેવો જ છું એ રીતના અમે બન્ને રાજ્ય તથા પુત્રાદિ વિષયો તદ્દન અમારા પોતાના, એમ માનવામાં અમારા લોભનો દોષ છે એમ નિશ્ચયપૂર્વક જાણવા છતાં, મમત્વથી અમારૂં અંત:કરણ એ વિષયોએ આકર્ષણ કર્યાને લીધે અમે બન્ને અત્યંત દુ:ખી છીએ ૩૨

तत्किमेतन्महाभागयन्मोहोज्ञानिनोरपि ॥
ममास्यचभवत्येषाविवेकान्धस्यमूढता ॥३३॥

તો હે મહાભાગ્યશાલિ ઋષિ, એ રીતના વિષયો તરફ અમારાપણાનો દોષ

જાણનારા અમો જ્ઞાનિ પુરૂષોને પણ, એવો મોહ શાથી થાય છે ? કારણ કે, એવું મૂઢપણું વિવેક રહિત પુરૂષોમાં હોય છે, તે મને તથા આ વૈશ્યને શાથી પ્રાપ્ત થયું ? ૩૩

॥ ऋषिरुवाच ॥

ज्ञानमस्तिसमस्तस्यजंतोर्विषयगोचरे ॥
विषयाश्चमहाभागयांतिचैवंपृथक्पृथक् ॥३४॥

ઋષિ તેનો ઉત્તર આપે છે કે, હે મહાભાગ્ય સંપન્ન રાજા ! વિષયી પુરૂષોને બંધન કરનારો જે વિષય, તેનું સર્વ સાધારણ પ્રાણી માત્રને જ્ઞાન હોય છે, પરંતુ તેઓ તરફ નિરંતર મોહનો અભાવ હોય છે એમ નથી, પણ સર્વને મોહ છતાં,

પૃથક્ પૃથક્ જ્ઞાનગોચર (જુદી જુદી સમજણ પ્રમાણે) હોય છે ૩૪

दिवांधाःप्राणिनःकेचिद्रात्रावंधास्तथापरे ॥
केचिद्दिवातथारात्रौप्राणिनस्तुल्यदृष्टयः ।३५।

તે એમ કે ઘુવડાદિક્ જે પ્રાણી છે, તેઓને દિવસે અંધત્વ અને રાત્રે દેખવાપણું, કાગડા વગેરેને રાત્રે અંધત્વ અને દિવસે દેખાવાપણું તેમ જ બળદિયા વગેરે પ્રાણીઓને રાત્રી અને દિવસે પણ અંધત્વ હોય છે, તો કોઇ દિવસાંધ તથા કોઇ રાત્રાંધ હોવા છતા, સકળ પ્રાણીઓની પેઠે દેખવાપણું છે. એ ઉપરથી માત્ર સકળ સ્વાર્થક્ જ્ઞાન તરફ અંધત્વ નથી એમ નથી, અથવા અજ્ઞાન તરફ સદાકાલ મોહ

હાય છે એમ પણ નથી, તો સર્વ વિષ યોમા સર્વને જ્ઞાન તથા અજ્ઞાન એ બન્ને હોય છે ૩૫

**ज्ञानिनोमनुजास्सत्यंकिंतुतेनहिकेवलम् ॥**
**यतोहिज्ञानिनः सर्वेपशुपक्षि मृगादयः ॥२६॥**

કદાચિત માત્ર મનુષ્યોના જ જ્ઞાનને તું જ્ઞાન માનતો હોઇશ, તો કહું છુ કે, મનુષ્યોને માત્ર જ્ઞાન હોય છે, બીજાઓને નહી, એવો તરો મત સત્ય છે; પરંતુ માણસો જ માત્ર જ્ઞાની છે એમ નથી, કારણ કે, તેઓનુ જ્ઞાન અજ્ઞાનથી ઢંકાએલુ છે. તે શી રીતે ? એમ પુછીશ, તો જાણ, જે જ્ઞાની છે તેઓએ, પોતિકા જ્ઞાન વડે જ્ઞાનીપણાનુ અભિમાન કરવુ અયુક્ત

ઠરે; કારણ કે, જો એમ હોય, તો સર્વ સાધારણ પશુ, પક્ષી તથા મૃગાદિક સર્વ જ્ઞાની છે એમ ઠરશે ૩૬

ज्ञानचतन्मनुष्याणांयत्तेषामृगपक्षिणा ॥
मनुष्याणांचयत्तेषातुल्यमन्यत्तथोभयोः ।३७।

હવે માણસ અને પશુના સરખાપણાના અર્થને નિશ્ચય કરે છે કે અહાર, ભય, મૈથુન તથા નિદ્રારૂપી જે જ્ઞાન, તે તો મનુષ્ય અને બીજા પ્રાણીઓમા સમતુલ્ય છે તે સિદ્ધ થયું ૩૭

ज्ञानेपिसतिपश्यैतान् पतङ्गाञ्छावचचुषु ॥
कणमोक्षादृतान्मोहात्पीड्यमानानपिक्षुधा।३८

વળી માણસો પોતાનુ ઐશ્વર્યાદિક પુત્રોને આપે છે તેમ બીજા પ્રાણીઓ તથા

પક્ષીઓ, પોતાની ચાચમા આણેલા દાણા પેતાના બચ્ચાના મુખના સ્નેહને લીધે પોતે ભુખ્યા રહિને આપે છે. ૩૮

मानुषामनुजव्याघ्रसाभिलाषाःसुतान्प्रति ॥
लोभात्प्रत्युपकारायनन्वेतान्किंनपश्यसि॥३९।

કારણ કે, પોતાના શરિર કરતા પુત્રાદિ ઉપર અધિક પ્રીતી હોય છે, તે ઉપરથી પશુપક્ષીઓના મોહ અને જ્ઞાનની સમાનતા સિદ્ધ કરી હવે મનુષ્યોમા પણ એ મોહ અને જ્ઞાન સમાનજ છે તે બતાવે છે કે, હે શ્રેષ્ટ પુરૂષ રાજા! માણુસો પણ પુત્રો તરફ અભિલાષ યુક્ત હોય છે ધારે છે કે, એ મોટો થશે ત્યારે અમને પ્રત્યુપકાર કરશે, એવા લોભથી પક્ષીઓ જેમ

બચ્ચાને પાળે છે તેમ માણુસો પણુ પા
ળણુ કરે છે, પરંતુ નિશ્ચયપૂર્વક પ્રત્યુપકાર
કરશે એમ નથી, પોતાના તથા પારકા
પુત્રાદિકો માબાપને શી રીતનાં સુખદુઃખા
દિક આપે છે તે જોયા છતા, મનુષ્યો વા
રવાર પુત્રપર લોભદૃષ્ટિ કરે છે, અને આ
આગળ જતા ઉપકાર કરશે એવી આશા
રાખે છે એ ઉપરથી મનુષ્યો પણ પક્ષી
વગેરેવાળા ગુણયુક્ત છે, તો સર્વમા મોહ
તથા જ્ઞાન સમાન છે એમ સિદ્ધ થયું. ૩૯

तथापिममतावर्तेमोहगर्तेनिपातिताः ॥
महामायाप्रभावेणसंसारस्थितिकारिणा ॥४०॥

પરંતુ જે એવા પ્રકારના લોક વ્ય
વહાર અવલોકન કરે છે, તેઓને પણ આ

સંસારથકી વિરક્તી શાથી થતી નથી? એમ પુછીશ તો કહુ છુ કે, એ રીતે પૂર્વોક્ત પ્રકારે લોકવ્યહવાર હાલ પ્રત્યક્ષ અનુભૂત છે-તથાપિ મહામાયાના પ્રભાવથી, આ મેં સંપાદન કર્યુ, તથા આ પદાર્થો મારા છે, એવો જે બુદ્ધિનો ભ્રમ તેવાને એજ પ્રવૃત્ત થાય છે એવા અનેક ભમરાવાળી મોહરૂપી ગતિમા આ સર્વ લોક પડેલા છતા તેવી જ રીતે પ્રથમ પ્રમાણે સંસારમા આસક્ત થઇને વર્તે છે, પરંતુ તેથી વિરક્ત થતા નથી ૪૦

तन्नात्रविस्मयःकार्योयोगनिद्राजगत्पतेः ॥
महामायाहरेश्चैषातयासमोह्यतेजगत् ॥ ४१ ॥

તો એ મહામાયાની આશ્ચર્યકારક

શક્તિ છે, એમ પુછીશ તો, એ શક્તિ બાબત સમજાવુ છુ કે, સાક્ષાત્ જગત્પત્તિ જે શ્રી હરી, તેમની જ એ તમો ગુણાત્મક યોગ નિંદ્રારૂપ મહામયા જાણવાં તે મણે જ આ સકલ જગત મોહિત કર્યુ છે, તો તે બાબત તુ આશ્ચર્ય પામીશ નહી ૪૧

ज्ञानिनामपिचेतांसिदेवीभगवतीहिसा ॥
बलादाकृष्यमोहायमहामायामयच्छति ॥४२॥

કારણ કે, ભગવતી મહામાયા દેવી, જેના યોગ પરિપકવ થયા ન હોય એવા સામાન્ય જ્ઞાની પુરૂષોના પણ અંત કરણો બળાત્કારે આકર્ષણ કરીને, અ.ય.ત મોહ-યુક્ત કરે છે, તો તારા જેવા સંસારી પુરૂષની તો વાત જ શી ! તો એ માયા-

એજ આ ત્રૈલોક્યને લગતું ચરાચર વિશ્વ ઉત્પન્ન કરીને, મોહરૂપી જાળમાં બાંધી લીધું છે ૪૨

तयाविसृज्यते विश्वजगदेतच्चराचर ॥
सैषाप्रसन्नावरदानृणांभवति मुक्तये ॥ ४२ ॥

મતલબ કે આ જગતની મુક્તિ થવી એ પરમ દુર્લભ છે, એમ ભાસે છે. એવી શંકા કરીશ નહી, કારણ કે, મનુષ્યોએ એ ભગવતી યથોક્ત રીતીએ ઉપાસના કરીને, એમને જે નિત્યનૈમિત્તિક સકળ કર્મો સમર્પણ કરવાં, એટલે તે પ્રસન્ન થઇને મનુષ્યોને મોક્ષાર્થક વરદાન આપનારા થાય છે. ૪૩

सा विद्या परमा मुक्तेर्हेतुभूता सनातनी ॥
संसारबंधहेतुश्च सैव सर्वेश्वरेश्वरी ॥ ४४ ॥

પરંતુ એક જ વસ્તુમાં બંધનપણાનો તથા મોક્ષપણાનો એવા ઉભય ધર્મ શાથી રહે છે ? એવી શંકા કરતો હોય, તો કહું છું કે, તે મહામાયા, સર્વેશ્વર થકી સ્વયં ઐશ્વરત્વ સંપાદન કરનારાં હોવાને લીધે, તેમને વિષે કોઈપણ પ્રકારની અસંભાવના કરવાને યોગ્ય નથી કારણ કે, તે ભગવતી, વિદ્યા તથા અવિદ્યા એમ ઉભયરૂપે છે તેમાં વિદ્યા એ, ઉત્તમ પુરૂષાર્થનું સાધનભૂત એવી અનાદિ કાળથી સિદ્ધ હોવા ઉપરથી મુક્તિની હેતુભૂત છે, અને તેજ અવિદ્યારૂપે સંસારરૂપી બંધનને હેતુભૂત થાય છે. ૪૪

॥ राजोवाच ॥

भगवन्काहिंसादेवीमहामायेतियाभवान् ॥
ब्रवीतिकथमुत्पन्नासाकर्मास्याश्चकिंद्विजा ॥ ४५

રાજા પ્રશ્ન પૂછે છે કે, હે તપરૂપી ઐશ્વર્યસંપન્ન ઋષિ! જેમને આપ મહામાયા કહો છો, તે દેવીની જાતી કોણ? તે શી રીતે ઉત્પન્ન થયા તથા તેમનું કર્મ શું? ૪૫

यत्स्वभावाचसादेवी यत्स्वरुपायदुद्भवा ॥
तत्सर्वंश्रोतुमिच्छामित्वत्तोब्रह्मविदावर ।४६।

અને હે બ્રહ્મસંપન્ન મુનિ! એ દેવીનો સ્વભાવ કેવો? તેમનું સ્વરૂપ કેવું તથા તેમની ઉત્પત્તિ શી રીતે? એ સર્વ આપના મુખારવિંદથી હું શ્રવણ કરવાને ઇચ્છું છું. ૪૬

॥ ऋषिरुवाच ॥

नित्यैवसाजगन्मूर्तिस्तयासर्वमिदंततं ॥
तथापितत्समुत्पत्तिर्बहुधाश्रूयतामम ॥ ४७ ॥

ઋષિ ઉત્તર આપે છે કે, તે માયા સર્વ જગત્‌ને આશ્રયભુત છતા, તેમણે આ સંપૂર્ણ વિશ્વને કર્યું છે,, મતલબ કે, તે મુખ્ય ઉત્પત્તિ રહિત, અનાદિસિદ્ધ છે, તથાપિ તેમની વિશેષ પ્રકારે ગૌણોત્પત્તિ હું વર્ણવું છું તે તું શ્રવણ કર્ય. ૪૭

देवानांकार्यसिद्ध्यर्थमाविर्भवतिसायदा ॥
उत्पन्नेतितदालोकेसानित्याप्यभिधीयते ।४८।

તે ઉત્પત્તિ એવી કે, જે સમે એ આદિ શક્તિ ઉત્પત્તિ તથા નાશથકી રહિત છતા, દેવોની કાર્યસિદ્ધિને અર્થે આવિ-

ભૂત થાય છે, તે સમે તે શક્તિ ઉત્પન્ન થયા એમ લોકમાં કહેવાય છે. ૪૮

योगनिद्रायदाविष्णुर्जगत्येकार्णवीकृते ॥
आस्तीर्यशेषमभजत्कल्पान्ते भगवान्प्रभुः॥४९॥

એ દેવીએ દેવોની પ્રાર્થનાથી શી રીતે અવતાર લીધો? એમ પૂછીશ તો કહુ છુ કે, જે સમય બ્રહ્મદેવના દિવસનો અંત થઇને પૃથ્વિ જલમય થાય છે, તે સમય વિષ્ણુ ભગવાન્ પોતાના લોકનુ પાલન કરવાના વ્યહુવારને ઢાકી દેનારી તામસી શક્તિરૂપી યોગનિદ્રાનો અંગીકાર કરીને, વિસ્તિર્ણ શેષશય્યાપર શયન કરે છે, પરંતુ કેવલ પ્રાકૃત ( હલકા ) જનોની પેઠે એ નિદ્રા તેમને મોહવડે આવરણ ( પડદો ) કરતી નથી કારણ કે, તે પ્રભુ

સ્વતંત્ર હોવાને લીધે, એ યોગનિદ્રાનો સ્વેચ્છાથી જ સ્વીકાર કરીને, લીલાને અર્થે માત્ર નેત્ર મિલન કરે છે ૪૯

तदाद्वावसुरौघोरौविख्यातौमधुकैटभौ ॥
विष्णुकर्णमलोद्भूतौहंतुंब्रह्माणमुद्यतौ ॥५०॥

તે સમય એ વિષ્ણુના કાનના મેલથી મહા ભયંકર તથા લોકોમા જે હાલ વિખ્યાત છે તે મધુકેટભ નામના બે અસુર ઉત્પન્ન થઇને, તેઓ બ્રહ્મદેવનો સંહાર કરવાને ઉદ્યુક્ત થયા ૫૦

सनाभिकमलेविष्णोःस्थितोब्रह्माप्रजापतिः ॥
दृष्ट्वातावसुरौचोग्रौप्रसुप्तंचजनार्दनं ॥ ५१ ॥

તે વખત બ્રહ્મદેવ ક્યા હતા ? એમ પુછીશ તો કહુ છુ કે, તે સમય વિષ્ણુના

નાભિકમલપર એ પ્રજાપતિ સ્થિત હતા. તેમણે એ બે મહાઉગ્ર અસુરોને, જોતા જ એ અસુરોના, પોતાના ( બ્રહ્મદેવનો ) વધ કરવાના ઉદ્યોગની, ખબર કરવા સારૂ જ નાર્દન ( ભગવાન્‌ને ) જોયા, તો તેમને નિદ્રા પ્રાપ્ત થઈ હતી ૫૧

तुष्टावयोगनिद्रांतामेकाग्रहृदयस्थितः ॥
विबोधनार्थायहरेर्हरिनेत्रकृतालयां । ५२ ॥

તે વખત એ બ્રહ્મદેવ, એકાગ્ર અંત:કરણથી સ્થિત હોવાથી, એ શ્રી હરીના નેત્રકમળનો આશ્રય કરનારી યોગનિંદ્રાથી, હરીને જાગૃત કરવા સારૂ સ્તુતિ કરવા લાગ્યા ૫૨

वि॰वेश्वरींजगद्धात्रींस्थितिसंहारकारिणीं ॥

निद्रांभगवतींविष्णोरतुलांतेजसःप्रभुः ॥५३॥

એ યોગનિદ્રા તથા પરમેશ્વરની મૂળ શક્તિ, એ ઉભયને એક સ્વરૂપ માનીને યોગનિદ્રાનું મહત્વ દર્શાવે છે કે એ જગજ્જનનિ હોવાને લીધે, સંપૂર્ણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરનારી છે, માટે તે સમય વિષ્ણુની અનુપમ નિદ્રા છે એમ જાણીને, મહા તેજસ્વી સર્વશક્તિમાન બ્રહ્મદેવ, તેમની સ્તુતિ કરવા લાગ્યા. ૫૩

॥ ब्रह्मोवाच ॥

त्वंस्वाहात्वंस्वधात्वंहिवषट्कारःस्वरात्मिका ॥

सुधात्वमक्षरेनित्येत्रिधामात्रात्मिकास्थिता ॥५४

તે એ પ્રમાણે કે, હે વૃદ્ધિ તથા ક્ષય રહિત અનાદિસિદ્ધ દેવી! સકળ દે-

વોના ઉદ્દેશથી દાન કરવાની મ ત્રરૂપ જે સ્વાહા નામની અગ્નિની પત્ની, તે તમેજ છો, તેમ જ પિતરોના ઉદ્દેશથી દાન કર વાની મ ત્રરૂપ સ્વધા નામની જે પિતૃપત્નિ તે પણ તમે જ છો કરીને જેમ વષટ્ એવા મ ત્રનો ઉચ્ચાર કરીને યજ્ઞદેવનું આવાહન કરવુ પડે છે, તે વષટ્કાર ના મનો યજ્ઞ તે પણ તમે જ છો અ, આ ઈત્યાદિ સોળ સ્વરાત્મિકા પણ તમે જ, અમૃતરૂપીણી પણ તમે જ, અને હ્રસ્વ, દીર્ઘ તથા ત્રિમાત્રરૂ પ્લુત એવી ત્રિવિધ માત્રાત્મિકા છતા, અકાર, ઉકાર તથા મ કાર એવા ઓકારરૂપે પણ તમે જ સ્થિત છો ૫૪

अर्धमात्रास्थितानित्यायानुच्चार्याविशेषतः ॥
त्वमेवसन्ध्यासावित्रीत्वंदेविजननीपरा ॥५५॥

અને હે દેવી! અર્ધમાત્રાત્મકા એવી વ્યંજનરૂપે પણ તમે સદાકાલ સ્થિત છતા જે શબ્દનો વિશેષે કરીને ઉચ્ચાર થતો નથી તે પણ તમે જ છો, તથા સંવિત્ નામે દેવોની આરાધનાના મંત્રરૂપે પણ તમે જ છતાં, સર્વની ઉત્કૃષ્ટ જનની પણ તમે જ છો  ૫૫

त्वयैतद्धार्यतेविश्वंत्वयैतत्सृज्यतेजगत् ॥
त्वयैतत्पाल्यतेदेवित्वमत्स्यंतेचसर्वदा ॥५६॥

કારણ કે હે દેવી! તમેજ આ સંપૂર્ણ જગત ઉત્પન્ન કરીને, તેને પોતાની પ્રકૃતિરૂપમાં ધારણ કરી, આ જગત્‌નું સર્વદા

પાલણ પણ કરો છો, અને પ્રલય સમય
આ જગત, સ્વસ્વરૂપે ફરીથી સ્થાપન ક-
રીને, એક રૂપે સ્થીત રહો છો. ૫૬

विसृष्टौसृष्टिरूपात्वंस्थितिरूपाचपालने ॥
तथासंहृतिरूपांतेजगतोस्यजगन्मये ॥ ५७ ॥

તે એ પ્રમાણે કે, હે જગદ્રૂપિણી!
આ જગતની ઉત્પત્તિનો કાલ પ્રાપ્ત થાય,
એટલે તમે સૃષ્ટિરૂપી કર્મ કરવા બાબત
રજોગુણાત્મક બ્રહ્મદેવની પ્રકૃતિ ધારણ ક-
રીને રહેલાં હો છો. તેમ જ પાલણ ક-
રવા સારૂ, સ્થિતિરૂપ સત્વગુણાત્મક વિ-
ષ્ણુની પ્રકૃતિ ગ્રહણ કરો છો, અને પ્રલય
કાલ પ્રાપ્ત થાય એટલે તત્કાલ આ જગ-
તૂનો સંહાર કરવા બાબત તમોગુણાત્મક

રૂદ્રરૂ પણ ધારણ કરે છે, તો તમે જ
જગન્મય છો ૫૭

महाविद्यामहामायामहामेधा महास्मृतिः ॥
महामोहाचभगवतीमहादेवी महासुरी ॥५८॥

અને હે દેવી! તમે જ તત્ત્વમ
સ્યાદિ મહાવાક્ય, લક્ષણા મહાવિદ્યા તથા
ચિદાનદરૂપ જીવાત્માને સંસારરૂપ અનર્થ
ઉત્પન્ન કરવાના હેતુનું મૂલ અવિદ્યા છો.
તેમ જ ભગવાનની સર્વ શક્તિરૂપ મહા-
બુદ્ધિ, તેમ જ બ્રહ્મદેવને સૃષ્ટિ ઉત્પન્ન ક
રવા બાબત પૂર્વકલ્પમાંથી સૃષ્ટિની સ્મૃતિ
ઉત્પન્ન કરવાના હેતુયુક્ત સ્મૃતિ, તેમ જ
સંસારી જીવોની સ્ત્રીપુત્રાદિ પરિવારરૂપ
સ્નેહપાશમાં ફસાવનારા મહા મોહરૂપિણી

છતા, તમે જ સકલ દેવો તથા હિરણ્યા-
ક્ષાદિ દૈયોની શક્તિ છો। ૫૮

प्रकृतिस्त्वंच सर्वस्यगुणत्रयविभाविनी ॥
कालरात्रिर्महारात्रिर्मोहरात्रिश्चदारुणा॥५९॥

તેમજ તમેજ આ સંપૂર્ણ ચરા-
ચર વિશ્વમા સત્વ, રજ તથા તમ એ ત્રિ
ગુણની, પ્રત્યેક વસ્તુમા પૃથક પૃથક ભા
વના દેખાડનાર મૂળ પ્રકૃતિ છતા, પ્રત્યેક
મન્વાદિના પ્રલયકાલે સર્વનો સંહાર કરવા
બાબત મહા ભયંકર કાલરાત્રી (કાલનું
ક્ષેત્ર) છો, વળી બ્રહ્મદેવની પ્રલયકાલરૂપ
મહારાત્રિ તથા સર્વ જીવોને ભ્રમતારૂપ વ
મળવાળા સંસાર સાગરમા નાખીને તેમાં
અજ્ઞાનરૂપ અંધકારમાં મહાભયંકર "મોહ"

ઉત્પન્ન કરનારી કેવળ મોહરાત્રિ પણ ત
મેજ છો. ૫૯

त्वंश्रीस्त्वमीश्वरीत्वंह्रीस्त्वंबुद्धिर्बोधलक्षणा ॥
लज्जापुष्टिस्तथातुष्टिस्त्वंशांतिःक्षांतिरेवच ।६०

તેમ જ સંપત્તિ, ઐશ્વર્યશક્તિહ્રિ (પતિવ્રતા સ્ત્રીઓમા સ્વભાવિક લજ્જા હોય છે તે) જેને યોગે નિશ્ચયરૂપ જ્ઞાન થાય છે એવી બુદ્ધિ અધર્મ બાબત અંતઃકરણની સંકોચવતિરૂપ લજ્યા, શરીરાદિકની વૃદ્ધિ પ્રાપ્ત થએલી પુષ્ટિ, અર્થ કરતાં બીજી વસ્તુ તરફ તુચ્છત્વ બુદ્ધિરૂપ તુષ્ટિ, સર્વ વિષયો થકી ઇંદ્રિઓના તાપ શમરૂપ શાંતિ તથા અંગમા શિક્ષા કરવાનું સામર્થ્ય છતા અપરાધ છતા અપરાધ સહનુ

દ્રનું સ્વરૂપ ક્ષાંતિ, એ સર્વ પૃથક પૃથક
ત ારી જ મુર્તી છે ૬૦

खङ्गिनीशूलिनीघोरागदिनीचक्रिणीतथा ॥
शाङ्खिनीचापिनीबाणभुशुंडीपरिघायुधा ॥६१॥

અને ખડ્ગ, શૂલ, મનુષ્ય મસ્તક, ગદ , ચક્ર, શંખ ધનુષ, બાણ, ભુશુંડી, ( બંદુક, ) તથા પરિઘ એ રીતના દશ પ્રકારનાં આયુધો આપ આપની દશે ભુજા માં ધારણ કરનારા હોવાને લીધે ભયંકર- રૂપવાળાં છે. ૬૧

सौम्यासौम्यतराशेषसौम्येभ्यस्त्वतिसुंदरी ॥
परापराणांपरमात्वमेवपरमेश्वरी ॥६२॥

ખરૂ જોતા તમો ભક્તજનો પ્રત્યે સૌમ્યરૂપ છતા, અભક્તો એટલે દૈત્યોને

અત્યંત ભયંકર છો, તથાપિ સકલ સુંદર વસ્તુઓમાં માત્ર એકલાં આપ જ અતિ સૌંદર્યયુક્ત છો, તેમ જ પશ્યંતિ, મધ્યમાં તથા વૈખરી એવી જે ત્રણ્ય પ્રકારની વાણી છે તેના કારણભૂત પ્રારબ્ધવાની પણ તમેજ છતાં, ત્રૈલોક્યમાના સકળ ઉત્કૃષ્ટ પદાર્થો કરતા પણ તમે સર્વોત્કૃષ્ટ ભાસો છો, માટે તમે જ પરમેશ્વરી છો. ૬૨

यच्चकिंचित्कचिद्वस्तुसदसद्वाखि लात्मिके ॥
तस्यसर्वस्ययाशक्तिस्सात्वंकिंस्तूयसेमया॥६३॥

હે સર્વાત્મકે દેવી ? સાત બ્રહ્મ તથા અસત જડ વિગેરે જે આ સંપૂર્ણ ત્રૈલોક્યમા વસ્તુમાત્ર છે, તે સર્વની જે શક્તિ, તેના કરતા તમે જ અધિક છો તો, ત

મારી સ્તુતિ કરવાનુ કેમ બને ? કારણ કે, પદ, પદાર્થ, સ્તુત્ય, સ્તોત્ર સ્તુતિકર્તા તથા તેમની શક્તિ એ સર્વે, તમારા થકી અન્યન હોવાને લીધે, તમારી સ્તુતિ શી રીતે બને ? ૬૩

ययात्वयाजगत्स्रष्टाजगत्पात्यत्तियोजगत् ॥
सोपिनिद्रावशंनीतःकस्त्वांस्तोतुमिहेश्वरः॥६४॥

એ ઉપરથી સ્તવન કરવાને ફરીથી અશકયત્વની દર્શાવે છે કે, બ્રહ્મદેવના રૂપથી જગત્‌ની ઉત્પત્તિ કરે છે, વિષ્ણુરૂપથી પાલન કરે છે તથા રૂદ્રરૂપથી પ્રલય કરે છે એવા જે વાસુદેવ ભગવાન, તેમને પણ તપ તમે નિદ્રાગ્રસ્ત કર્યા, તો આપની સ્તુત કરવાને આ લોકમા કયો પુરૂષ સામર્થ્યવાન્ થશે ? ૬૪

विष्णुश्शरीरग्रहणमहमीशानएवच ॥
कारितास्तेयतोतस्त्वांकस्तोतुशक्तिमान्भवेत् ६५॥

તમે જ વિષ્ણુ હું બ્રહ્મા તથા મહા-
દેવ એ ત્રિવર્ગ પણ પ્રાકૃત શરીરથી રહિત
છતા, તેમને પણ તમે માયામય દેહનો
સંયોગ કરાવો છો. ૬૫

सात्वमित्थंप्रभावैस्स्वैरुदारैर्देविसस्तुता ॥
मोहयैतौदुराधर्षावसुरौमधुकैटभौ ॥ ६६ ॥

તો એવા પોતાના અદ્ભુત ઉદાર પ્ર-
ભાવથી, આપ સમીચીન પ્રકારે સ્તુતિ ક-
રવાને યોગ્ય છો, માટે દુર્વૃત્ત મધુકૈટભ
નામના બન્ને અસુરોને મોહીત કરો ૬૬

प्रबोधंचजगत्स्वामीनीयतामच्युतोलघु ॥
बोधश्चक्रियतामस्यहंतुमेतौमहासुरौ ॥ ६७ ॥

તે એ પ્રમાણે કે, આ જગત્‌ના સ્વામી અચ્યુત્‌ને, સજ્જનોનું પાલન તથા દુષ્ટોનો સંહાર એ બન્ને કાર્યો માટે તમે શીઘ્ર જાગૃત કરીને, હાલમાં એ બને અસુરોનો સંહાર કરવા સારૂ બોધ કરો. ૬૭

॥ ऋषिरुवाच ॥

एवंस्तुतातदादेवीतामसीतत्रवेधसा ॥
विष्णोःप्रबोधनार्थायनिहंतुंमधुकैटभौ ॥६८॥

ૠષિ કહેછે એ રીતે તે સમય તે ઠેકાણે બ્રહ્મદેવે એ મધુકૈટભના વધને અર્થે વિષ્ણુને જાગૃત કરવાસારૂ એ યોગાનદ્રારૂપ તામસી દેવીની સ્તુતી કરી. ૬૮

नेत्रास्यनासिकाबाहुहृदयेभ्यस्तथोरसः ॥
निर्गम्यदर्शनेतस्थौब्रह्मणोऽव्यक्तजन्मनः ।६९।

તે સમય એ દેવી વિષ્ણુનાં નેત્ર, મુખ, નાસિકા બાહુ હૃદય તથા વક્ષસ્થલ (છાતી) વગેરેથકી પ્રકટ થઇને, એ ઇશ્વરના નાભિકમલકમા પ્રકટ થએલા બ્રહ્મદેવને દેખતાં છતાં તેમની આગળ સ્થિત થયાં ૬૯

उत्तस्थौचजगन्नाथस्तयामुक्तोजनार्दनः ॥
एकार्णवेहिशयनात्ततः सददृशेचतौ ॥ ७० ॥

એ રીતે યોગનિદ્રાએ એ જનાર્દન ભગવાનના શરીરમાંની વ્યાપ્તિનો ત્યાગ કરતાંજ, એ જગન્નાથે પ્રલયોદકમાની શેષશય્યાપરથી ઉઠીને જોયુ, તો એ બંન્ને દૈત્યો દ્રષ્ટિએ પડયા. ૭૦

मधुकैटभौदुरात्मानावतिवीर्यपराक्रमौ ॥
क्रोधरक्तेक्षणावत्तुंब्रह्माणंजनितोद्यमौ ॥७१॥

તોતે અતિશય વિર્યપરાક્રમ સંપન્ન દુર્ગમા મધુકૈટભ ક્રોધથી આરાક્ત નેત્રયુક્તબ્રહ્મા દેવને ભક્ષણ કરવા માટે મુક્ત થયા છે ૭૧

समुत्थायततस्ताभ्यांयुयुधेभगवान्हरिः ॥
पंचवर्षसहस्राणिबाहुप्रहरणोविभुः ॥ ७२ ॥

એમ જોતાજ જગદ્વ્યાપક શ્રીહરી ભગવાન તત્કાલ ઉઠીને, એ બેઉની સાથે પાંચ સહસ્ર વર્ષસુધી બાહુયુદ્ધ કરવા લાગ્યા, ૭૨

तावप्यतिबलोन्मत्तौमहामायाविमोहितौ ॥
उक्तवंतौवरोस्मत्तोव्रियतामितिकेशवं ॥७३॥

તથાપિ એ દૈત્યો અતિ બળને લીધે ઉન્મત્ત હોવાથી, ભગવાનને પણ આ અજીત છે એમન જણાવાથી, તેમને એ મહામાયાએ મોહિત કર્યા તે વખત મધુકૈટભ દૈત્ય ભગ

વાનને કહેવા લાગ્યો કે, જે વરદાન તમને ઇષ્ટ ( વહાલુ, પ્રિય ) હોય તે તમે અમારી પાસેથી માગી લ્યો ૭૩

॥ श्री भगवानुवाच ॥

भवेतामद्यमेतुष्टौममवध्यावुभावपि ॥
किमन्येनवरेणात्रएतावद्धिवृतंमया ॥ ७४ ॥

ત્યારે ભગવાન્ બોલ્યા કે, હે અસુરો ! જો તમે પ્રસન્ન થયા હો, તો મારા હાથથી વધ પામો એટલુ જ હુ તમારી પાસે માગુ છુ. એથિ વિશેષ વરદાન લઇને મારે શું કરવું છે ? ૭૪

॥ ऋषिरुवाच ॥

वंचिताभ्यामितितदासर्वमापोमयंजगत् ॥
विलोक्यताभ्यांगदितोभगवान्कमलेक्षणः।७५।

आवांजहिनयत्रोर्वीसलिलेनपरिप्लुता ॥

ઋષિ કહેવા લાગ્યા કે, એ રીતે ભગવાનને એ બન્નેની પાસેથી યાચના કરીને વરદાન માગી લીધુ, એટલે તેઓએ ઇશ્વરની માયાથી મોહિત થયાથી, સકલ જગત જલમય થયેલુ જોઇને, કમલનયન ભગવાનની સાથે ભાષણ કર્યું. કે, જે ઠેકાણે પૃથ્વી જલથી ડુબેલી ન હોય તે ઠેકાણે અમારો વધ કરો ૭૫

॥ ऋषिरुवाच ॥

तथेत्युक्त्वाभगवताशंखचक्रगदाभृता ॥७६॥
कृत्वाचक्रेणवैछिन्नेजघनेशिरसीतयोः ॥
एवमेषासमुत्पन्नाब्रह्मणासंस्तुतास्वयं ॥७७॥
प्रभावमस्यादेव्यास्तुभूयःशृणुवदामिते ।७८।

ઋષિ કહે છે. તે અસુરોએ એટલું કહ્યું એટલે તો તુરતજ શંખ, ચક્ર તથા ગદાધર ભગવાને, એ બંન્ને અસુરોના મસ્તકો તથા જાંગો ચક્રવડે છેદન કર્યાં એ રીતે એ દેવી બ્રહ્મદેવની પ્રાર્થનાથી સ્વત (પોતાની મેળે) ઉત્પન્ન થયાં એ ગીત । પ્રભાવ, હુ તને ફરીથી કહુ છુ તે સાંભળ. ૭૬-૭૭-૭૮

इतिमार्कंडेयपुराणेसावर्णिकेमन्वंतरे देवी ॥ माहात्म्येमधुकैटभवधोनामप्रथमोऽध्यायः ॥१॥

---

ઇતિ શ્રી માર્કંડેય પુરાણે સાવર્ણીક મન્વતરે દેવી મહાત્મ્યે મધુકૈટભવધો નામ સાર્થ પ્રથમોધ્યાય. ૧

## ॥ श्रीगणपतिर्जयति ॥

अथमध्यमचरित्रस्यविष्णुर्ऋषिः महालक्ष्मी देवता ॥ उष्णिगछंदः ॥ शाकंभरीशक्तिः ॥ दुर्गाबीज । वायुस्तत्त्वं । यजुर्वेदः स्वरूपं ॥ महालक्ष्मीप्रीत्यर्थंमध्यमचरितजपेविनियोगः॥ ध्यानं ॥ ॐ अक्षस्रक्परशुंगदेषुकुलिशंपद्मंधनुः कुण्डिकां,दंडं शक्तिमसिचर्मजलगंघंटांसुरा- भाजनम् ॥ शूलंपाशसुदर्शनेचदधतींहस्तैः प्रसन्नाननांसेवेसैरिभमर्दिनीमिह महालक्ष्मीं- सरोजस्थितां ॥

॥ ॐह्रीं ऋषिरुवाच ॥

देवासुरमभूद्युद्धंपूर्णमब्दशतंपुरा ॥
महिषेसुराणामधिपेदेवानांचपुरंदरे ॥ १ ॥

ફરીથી દેવીનો મહિમા વર્ણવશે એવું પ્રથમાધ્યાયમા ( ગયા અધ્યાયમ ) રૂષિએ કહેલુ છે તે પરથી એ રૂષિ એ બાબત પુરાતન ઇતિહાસ વર્ણવે છે તે એ રીતે કે, પુર્વે દેવ તથા અસુરોનું સો વર્ષ સુધી યુદ્ધ થયું. તેમાં અસુરોનો અધિપતિ મહિસાસુર તથા દેવોનો અધિપતિ પુરંદર નામે ઇંદ્ર હતો. ૧

तत्रासुरैर्महावीर्यैर्देवसैन्यंपराजितं ॥
जित्वाचसकलान्देवानिंद्रोभून्महिषासुरः॥२॥

એમ છતાં એ યુદ્ધમા અસુરો મહાપરાક્રમી હોવાથી, તેઓએ દેવસેનાનો પરાજય કર્યો એ રીતે મહિષાસુરે સકલ દેવોને જીતીને. પછી પોતેજ ઇંદ્રરૂપ ધાર-

थ્યે, એ દેવોનુ આધિપત્ય કરવા લાગ્યો. २

ततःपराजितादेवाःपद्मयोनिंप्रजापतिं ॥
पुरस्कृत्यगतास्तत्रयत्रेशगरुडध्वजौ ॥ ३ ॥

તે સમય એ પરાજીત થયેલા દેવો, પ્રથમ સૃષ્ટિરૂપિ પ્રજાનુ આધિપત્ય કરનારા બ્રહ્મદેવને શરણે ગયા. પછી બ્રહ્મદેવ પોતાના પ્રમુખપણા નીચેના સર્વ દેવો સહિત, જ્યાં પ્રજાનુ પાલન કરનારા ગરુડધ્વજ વિષ્ણુ તથા સંહાર કર્તા રૂદ્ર ( મહાદેવ ) હતા ત્યા શરણે આવ્યા. ૩

यथावृत्तंतयोस्तद्वन्महिषासुरचेष्टितम् ॥
त्रिदशाः कथयामासुर्देवाभिभवविस्तरं ॥४॥

અને તે ઠેકાણે દેવોએ, મહિષાસુરે જે

પ્રકારે સર્વ દેવોનો પરાભવ કર્યો હતો, તે સર્વે એ વિષ્ણુ તથા મહાદેવને સવિસ્તર કહ્યું. ૪

सूर्येंद्राग्न्यनिलेंदुनांयमस्यवरुणस्यच ॥
अन्येषांचाधिकारान्सस्वयमेवाधितिष्ठति ।५।

તે એમ કે સુર્ય, ઇંદ્ર, અગ્નિ, વાયુ, ચંદ્ર, યમ તથા વરૂણ વગેરે સર્વ દેવોનો સકલ અધિકાર હરણ કરીને, એ મહિસાસુર પોતે એ અધિકારપર બિરાજમાન થયો ૫

स्वर्गान्निराकृताः सर्वेतेनदेवगणाभुवि ॥
विचरंतियथामर्त्यामहिषेणदुरात्मना ॥ ६ ॥

એ રીતે કે એ દુરાત્મા મહિષાસુરે, સર્વ દેવગણોને સ્વર્ગમાથી કાઢી મેલ્યાને

લીધે, તેઓ મનુષ્યોની પેઠે પૃથ્વી ઉપર સચાર કરવા લાગ્યા છે ૬

एतद्वः कथितं सर्वममरारिविचेष्टितं ॥
शरणं वः प्रपन्नाःस्मो वधस्तस्य विचिंत्यतां ॥७॥

હે ભગવાન ! એ પ્રમાણે એ દેવશત્રૂનુ કૃત્ય આપને નીવેદન કરવા સારૂ અમે આપને શરણે આવ્યા છીએ. તો આપે તેનો વધ કરવા બાબત વિચાર કરવો જોઇએ. ૭

इत्थं निशम्य देवानां वचांसि मधुसूदनः ॥
चकार कोपं शंभुश्च भ्रुकुटीलाननौ ॥ ८ ॥

દેવોના એવા વાક્યો સાંભળતાજ મધુસુદન ભગવાન તથા શભુ, અત્યત કોપયુક્ત થઇને ભૃકુટીમા કુટિલતા ધારણ કરીને, ક્રોધવદન થયા, ૮

तगोतिकोपपूर्णस्यचक्रिणोवदनात्ततः ॥
निश्चक्रामहत्तेजोब्रह्मणःशंकरस्यच ॥ ९ ॥

તો એટલામા કોપથી પરિપૂર્ણ થયેલા ચક્રપાણી વિષ્ણુ, બ્રહ્મદેવ તથા શંકરના મુખ થકી અતિ અદ્ભુત તેજ ઉત્પન્ન થયુ ૯

अन्येषांचैवदेवानांशक्रादीनांशरीरतः ॥
निर्गतंसुमहत्तेजस्तच्चैक्यंसमगच्छत ॥ १० ॥

અને ઈંદ્રાદિ બીજા સર્વ દેવોના શરીરથકી પણ મહત્તેજ નિર્માણ થયુ તે તથા પ્રથમ થયેલા ત્રણનું મળીને સઘળુ તેજ મિશ્ર થયું. ૧૦

अतीवतेजसःकूटंज्वलंतमिवपर्वतं ॥
ददृशुस्तेसुरास्तत्रज्वालाव्याप्तदिगंतरं ॥११॥

તે વખત એ ઠેકાણે એ સઘળા તે-

જનો એક અત્યંત જાજવલ્યમાન (તેજસ્વી) છતાં પર્વત જેવડો ઢગલો થયો અને દેવો તેને જોવા લાગ્યા તો તેની જ્વાલાથી દશે દિશાઓ ભરાઇ જવા લાગી  ११

अतुलंतत्रतत्तेजःसर्वदेवशरीरजं ॥
एकस्थंतदभूनारीव्याप्तलोकत्रयंत्विषा ॥१२॥

એ રીતનું એ સર્વે દેવોના શરીરો થકી એકત્ર થયેલું અદ્ભુત તેજ કાત્યાયન ઋષિના આશ્રમે એકઠું થતાજ એ તેજની એક મુર્તિમાન સ્ત્રી થઇ. તેણીની કાંતિથી ત્રૈલોક્યતેજ યુક્ત થયું.  १२

यदभूच्छांभवंतेजस्तेनाजायततन्मुखं ॥
याम्येनचाभवन्केशाबाहवोविष्णुतेजसा ।१३।

એ તેજના વિભાગો વડે એ દેવીના

અંગના વિભાગો દર્શાવેછે તે એમ કે એ તેજનાકગલામાં શંકરનું જે શ્વેતવર્ણ (રંગ) નું તેજ હતું તે વડે એ દેવીનું ગૌર (સફેદ) વર્ણ (રંગનું ) મુખ થયું યમના તેજથી મસ્તકપરના શ્યામ રંગના કેશ વિષ્ણુના નીલવર્ણ તેજથી અઢાર ભુજાઓ (હાથ.)૧૩

सौम्येनस्तनयोर्युग्मंमध्यचैंद्रेणचाभवत् ॥
वारूणेनचजघोरुनितंबस्तेजसाभुवः ॥१४॥

ચંદ્રને લગતિ કાંન્તિથી શ્વેત રંગના સ્તનદ્વય, ઈંદ્રના તેજથી રાતા રંગની કટિ (કમર) વરૂણના તેજથી જાંગો તથા પેટ, પૃથ્વીના તેજથી કટિ પશ્ચાદ્ભાગ (કુલા)

ब्रह्मणस्तेजसापादौतदंगुल्योर्कतेजसा ॥
वसूनांचकरांगुल्यःकौबेरेणचनासिका ॥१५॥

બ્રહ્મદેવના તેજથી ચરણ તથા સૂર્યના તેજથી પગની આંગળીઓ લાલ રંગની થઈ તેથીજ ચરણપણ લાલ રગના થયા અષ્ટવ સુના તેજથી હાથની આંગળીયો તથા કુબેર-ના તેજથી નાસીકા ૧૫

तस्यास्तुदंताःसंभृताःप्राजापत्येनतेजसा ।
नयनत्रितयंजज्ञेतथापावकतेजसा ॥ १६ ॥

તેમજ દક્ષાદિ પ્રજાપતિના તેજથી તેમના દાંત થયા અને અગ્નિના તેજથી ત્રણ નેત્ર ઉત્પન્ન થયા. ૧૬

भ्रुवौचसंध्ययोस्तेजःश्रवणावनिलस्यच ॥
अन्येषांचैवदेवानांसंभवस्तेजसांशिवा ॥१७॥

પ્રાત સંધ્યાના તેજથી બન્ને ભૃકુટિયો તથા વાયુના તેજથી બે કાન, અને બે સિ-

વાય બીજા દેવોના તેજથી એ દેવીના બીજા અવયવો ઉત્પન્ન થયા એ રીતના એ દેવી સર્વ દેવોનાં અંગોમાંના સ્વકીય તેજોરૂપ અંશોવડે પ્રકટ થયા ૧૭

ततस्समस्तदेवानांतेजोराशिसमुद्भवाम् ॥
तांविलोक्यमुदंप्रापुरमरामहिषार्दिताः ।१८।

એ રીતના, સમસ્ત દેવોના શરીરમાંના તેજના ઢગલાથકી પ્રાકટ્યમાન થએલાં દેવીને અવલોકન (જોવું) કરતાંજ, એ સર્વ દેવોને મહિષાસુરે પીડિત કર્યા હતા, તથાપિ દર્શનથી અતિ હર્ષ થયો. ૧૮

शूलंशूलाद्विनिष्कृष्यददौतस्यैपिनाकधृक् ॥
चक्रंचदत्तवान्कृष्णस्समुत्पाट्यस्वचक्रतः ।१९

એ રીતનાં એ દેવી, જેમ સર્વ દેવા-

શોથકી પ્રાકટય થયા, તેમ એ દેવીના આ યુદ્ધો પણ દેવોએ પોતપોતાના આયુધોમાથી એકેક અશથી નિર્માણ કરીને, એ દેવીને આપ્યા. તે એવાં કે, પિનાકધારી મહાદેવ, પોતાના શુલ નામના આયુધવડે આકર્ષણ કરીને, બીજુ શુલ ઉત્પન્ન કર્યું, અને એ દેવીને આપ્યુ. તેમજ કૃષ્ણે પોતાના ચક્ર વડે મેળવીને ચક્ર આપ્યુ. ૧૯

शंखंचवरूणःशक्तिंददौतस्यैहुताशनः ॥
मारूतोदत्तवांश्चापंवाणपूर्णेतथेषुधी ॥ २० ॥

વરૂણે પોતાના શખથકી શખ તથા અગ્નિએ પોતાની દાહક શક્તિમાથી એક શક્તિ ઉત્પન્ન કરીને એ દેવીને આપી વાયુએ ધનુષ તથા બાણુથી ભરેલા બે ભાથા આપ્યા. ૨૦

वज्रमिन्द्रस्समुत्पाट्यकुलिशाद्मराधिपः ॥
ददौतस्यैसहस्राक्षोघटामैरावताद्गजात् ॥२१॥

વળી સહસ્રાક્ષ એટલે દેવોના અધિ-
પતિ ઇંદ્રે, પોતાના વજ્ર થકી ઉત્પન્ન કરી-
ને, તેમને વજ્ર આપ્યું, તથા ઐરાવત
નામના હાથીપરની ઘટા કહાડીને તેમને
આપી ૨૧

कालदंडाद्यमोदंडंपाशंचांबुपतिर्ददौ ॥
प्रजापतिश्चाक्षमालांददौब्रह्माकमंडलुं ॥२२॥

યમે કાલદંડ થકી નિર્માણ કરીને
દંડ આપ્યો. જલાધિપતિ વરૂણે પાશ (જાળ)
આપ્યો પ્રજાપતિ બ્રહ્મદેવે અક્ષમાલા તથા
કમંડલ એ બે આપ્યા. ૨૨

समस्तरोमकूपेषुनिजरश्मीन्दिवाकरः ॥

कालश्चदत्तवान्खड्गतस्यैचर्मचनिर्मल ॥२३॥

તેમજ સૂર્યે તે દેવીનાં સમસ્ત રૂઆ ટાનાં છિદ્રોમાં પોતાના કિરણો સ્થાપન કર્યા, અને કાલાભિમાની દેવે એ દેવીને ખડ્ગ તથા નિર્મલ ઢાલ એ બે આપ્યા ૨૩

क्षीरोदश्चामलहारमजरेचतथांवरे ।

चूडामणितथादिव्यंकुडलेकटकानिच ॥२४॥

તેમજ નિર્મલ હાર, બે નવિન વસ્ત્રો, દિવ્ય ચુડામણિ, કુંડલો, કંકણો, વિગેરે સમુદ્રે આપ્યા　　२४

अर्धचंद्रंतथाशुभ्रकेयूरान्सर्वबाहुषु ॥

नुपुरौविमलौतद्वद्ग्रैवेयकमनुत्तमं ॥ २५ ॥

લલાટ ભુષણ (દામણી,) દિવ્ય ચંદ્રહાર (અર્ધ ચંદ્રાકારનું તાટક અથવા

અકોટી નામનુ ઘરેણું) સર્વ ભુજાઓમાં ધારણ કરવાને (પહેરવાને) યોગ્ય એવા કેયુર (બાજુબંધ અથવા વાંક,) બેઉ ચરણોને શોભા આપનારાં બે નૂપુર, સર્વોત્કૃષ્ટ કઠભુષણ (ચેજપટ્ટી, ઝુમણુ, મંગલશુત્ર તથા તુશી વગેરે) ૨૫

अगुलीयकरत्नानिसमस्तास्त्वगुलीषुच ॥
विश्वकर्माददौतस्यैपरशुंचातिनिर्मलं ॥२६॥

તેમજ સર્વ આગળિયોપર પેહેરવાને યોગ્ય રત્નજડીત વિંટીઓ, એ રીતના સકલ અલંકાર (ઘરેણાં) એ દેવીને ક્ષીર સમુદ્રે આપ્યા અને તેમને અતિઉત્કૃષ્ટ પરશુ (કુહાડી જેવુ ફરશી નામનુ શસ્ત્ર). વિશ્વકર્માએ આપ્યુ. ૨૬

अस्त्राण्यनेकरूपाणितथामेद्यंचदंशनं ॥
अम्लानपंकजांमालांशिरस्युरसिचापरां ।२७।

અનેક પ્રકારના અસ્ત્રો (હથિયાર) તથા અભેદ્ય (છેદાય નહીં એવું) કવચ (બખતર) એ ત્રણે વિશ્વકર્માએ આપ્યા. અંબોડા પર તથા વક્ષસ્થલ (છાતી) પર ધારણ કરવાને યોગ્ય એવી કમલપુષ્પની બે દિવ્ય માલાઓ. ૨૭

अददज्जलधिस्तस्यैपंकजंचातिशोभन ॥
हिमवान्वाहनसिंहंरत्नानिविविधानिच ॥२८

તથા એ દેવીના હાથમા ધારણ કરવા સારૂ અત્યત સુશોભિત એવું એક દિવ્ય કમલ સમુદ્રે આપ્યું. હિમાચલે સિં-

હનુ વાહન તથા અનેક પ્રકારનાં રત્નો આપ્યાં. ૨૮

ददावशून्यंसुरयापानपात्रंधनाधिपः ॥
शेषश्चसर्वनागेशोमहामणिविभूषितम् ॥२९॥

તેમજ કુબેરે પાન કરવા સારૂ મદ્યપૂર્ણ પાત્ર આપ્યું, તથા જેણે આ સંપૂર્ણ પૃથ્વિ પોતાના મસ્તકપર ધારણ કરી છે એવા સકલ નાગેશ શેષે, મહારત્ન મણિઓથી શોભાયમાન એવો ૨૯

नागहारंददौतस्यैधत्तेयःपृथिवीमिमां ॥
अन्यैरपिसुरैर्देवीभूषणैरायुधैस्तथा ॥ ३० ॥

એક નાગહાર એ દેવીને આપ્યો. એ રીતે બીજા દેવોએ પણ અનેક પ્રકારનાં ભૂષણો તથા અનેક પ્રકારનાં આયુધોવડે એ

દેવીનું ૩૦

सम्मानितानना दोचैस्सादृहासंमुहुर्मुहुः ॥
तस्यानादेनघोरेणकृत्स्नमापूरितंनभः ॥३१॥

સન્માન કરતાંજ તે આનંદથી વાર-
વાર ઉચ્ચ સ્વરવડે અતિશય હાસ્ય કરવા
લાગ્યા એમના એ હાસ્યના ભયંકર નાદ-
થી સઘળું આકાશ પરિપૂર્ણ ગર્જનાયુક્ત
થયું ૩૧

अमायतातिमहतामतिशब्दोमहानभूत ॥
चुक्षुभुस्सकलालोकास्समुद्राश्चचकंपिरे ।३२।

એ રીતના અપાર નાદથી દશે દિશા-
ઓમા મહન પ્રત્યાઘાત ( પડઘા ) થયો;
તેથી સકલ લોક ( બ્રહ્માડો ) અત્યંત કપિત
થયાં, ત । સાતે સમુદ્રો પણ ખળભળ્યા, ૩૨

चचालवसुधाचेलुःसकलाश्चमहीधराः ॥
जयेतिदेवाश्चमुदातामूचुःसिंहवाहिनीं । ३३॥

અને સઘળી ભૂમી કંપાયમાન થવા થી સઘળા પર્વતો પણ ચલાયમાન્ થવા લાગ્યા એ સમય એ સિંહવાહની દેવીના દર્શન કરીને, સર્વ દેવો અત્યંત હર્ષથી જયજયકાર કરવા લાગ્યા ૩૩

तुष्टुवुर्मुनयश्चैनांभक्तिनम्रात्ममूर्तयः ॥
दृष्ट्वासमस्तसंक्षुब्धत्रैलोक्यममरारयः ॥३४॥

તથા સમસ્ત મુનિગણો ભક્તિથી નમ્ર થઇને, એ દેવીની સ્તુતિ કરવા લાગ્યા એ સંપૂર્ણ ત્રૈલોક્ય અત્યંત ખળભળિત થયેલું જોતાજ, સર્વ દેવોના શત્રુઓ અસુરો પણ ખળભળ્યા. ૩૪

सन्नद्धाखिलसैन्यास्तेसमुत्तस्थुरुदायुधाः ॥
आःकिमेतदितिक्रोधादाभाष्यमहिषासुरः ।३५
અને જેની સર્વસેના યુદ્ધ કરવાને તત્પર થયા છતા, એ દૈત્યો હાથમાં નાના પ્રકારનાં શસ્ત્રો ગ્રહણ કરીને ઉઠયા એ સમય એ મહિષાસુર અતિ ક્રોધથી બોલ્યો આ શું ! એમ બોલ્યો. ૩૫

अभ्यधावततंशब्दमशेषैरसुरैर्वृतः ॥
सददर्शततोदेवींव्याप्तलोकत्रयांत्विषा ॥३६॥
એના ઘાંટાને આધારે સર્વ અસુર નાયકો પોતપોતાની અસુર સેના સહિત દોડી આવ્યા. અને એ દેવીને તે વખત જોવા લાગ્યા, તો તે દેવીની કાન્તિથી ત્રૈલોક્ય તેજ યુક્ત થએલું છે એમ દેખ્યું. ૩૬

पादाक्रांत्यानतभुवंकिरीटोल्लिखितांबरा ॥
क्षोभिताशेषपातालांधनुर्ज्यानिःस्वनेनतां ।३७।

તેમજ એ દેવીના પગલાથી પૃથિવી ડગલે ડગલે કોમલ થતી હતી તેમ છતા, મુકુટ આકાશમડલે ઘસાતો હતો. એ રીતના એ દેવીએ ધનુષની પણુચ ખેચીને, ટકારવ શબ્દ કર્યો તેથી સપ્તપાતાળ પણ ખળભળ્યા ૩૭

दिशोभुजसहस्रेणसमंताद्व्याप्यसंस्थितां ॥
ततःप्रववृतेयुद्धंतयादेवद्विषांसुरद्विषाम् ॥ ३८ ॥

અને એ દેવી, એ રણભૂમિમા પોતાના હજાર હસ્તવડે દશે દિશાઓમા વ્યાપી રહ્યા હતા પછી એ દેવી તથા દૈત્યોનુ ભયકર યુદ્ધ આરભિત થયુ. ૩૮

शस्त्रास्त्रैर्बहुधामुक्तैरादीपितदिगंतरं ॥
महिषासुरसेनानीचिक्षुराख्योमहासुरः ।३९।

એ બન્નેના યુદ્ધમા પરસ્પરના ધનુ-ષ્યો થકી છુટેલા અનેક પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો વડે સકલ દિશાઓ પ્રદિપ્ત થઈ, તેવામાં મહિષાસુરનો સેનાપતિ ચિક્ષુરાખ્ય ૩૯

युयुधेचामरश्चान्यैश्चतुरंगबलान्वितः ॥
रथानामयुतैःषड्भिरुदग्राख्योमहासुरः ।४०।

તથા ચમરાખ્ય એવા બે મહાઅસુર, બીજા અનેક મૂખ્ય દૈત્યોને સાથે લાવીને રથ, હાથી, ઘોડા તથા પ્યાદલવાળા ચતુરંગ સૈન્ય સહિત યુદ્ધ કરવા લાગ્યા તેમજ ઉદગ્ર નામનો મહાઅસુરપણ સાઠહજાર સૈન્ય સહિત યુદ્ધ કરવાને આવી પહોચ્યો. ૪૦

अयुध्यतायुतानांचसहस्रेणमहाहनुः ॥
पंचाशद्भिश्चनियुतैरसिलोमामहासुरः ।४१॥

અને એક કોટી સૈન્ય લેઇને મહામનુ, તથા પચાસ લક્ષ સૈન્ય લઇને અમીલોમા એ- વા બે અસુરો યુદ્ધ કરવાને તૈયાર થયા.

अयुतानांशतैःषडभिर्वाष्कलोयुयुधेरणे ॥
गजवाजिसहस्रौघैरनेकैःपरिवारितः ॥४२॥

તેમજ એ રણભુમિમા બાષ્કલ નામનો અસુર, અનેક હાથી તથા અનેક ઘોડાઓ વાળો છતાં, સાઠલાખ સૈન્ય સહિત આવીને યુદ્ધ કરવા લાગ્યો ૪૨

वृतोरथानांकोटयाचयुद्धेतस्मिन्नयुद्धचत ॥
बिडालाख्योयुतानांचपंचाशद्भिरथायुतैः ।४३।

વળી એ યુદ્ધને પ્રસંગે બિડાલાખ્ય ન'-

મને। અસુર એક કોટી રથવ.ળે। છતાં,બીજા પાચ લક્ષ •થ વધારાના સંહત એ રણુભૂમી માં યુદ્ધ કરવા લાગ્યે।    ૪૩

युयुधेसयुगेतत्ररथानांपरिवारितः ॥
अन्येचतत्रायुतशोरथनागहयैर्वृताः ॥ ४४ ॥

તેમજ તે ઠેકાણે બીજાપણ હજારો રથ હાથી તથા ઘોડાઓવ.ળા •થે કરીને યુક્ત તે મની સાથે યુદ્ધ કરવા લાગ્યા.    ૪૪

युयुधुस्संयुगेदेव्यासहतत्रमहासुराः ॥
कोटिकोटिसहस्रैस्तुरथानांदंतिनांतथा ॥४५॥

એવા અનેક મહા અસુરે। એ રણુભુમી માં દેવીની સ થે યુદ્ધ કરવા લાગ્યા એ યુદ્ધ મા અનેક રથ અનેક હ થી તથા અનેક ઘેડ ઞ.થી વીંટાએલા.    ૪૫

हयानांचवृतोयुद्धेतत्राभून्माहिषासुरः ॥
तोमरैर्भिंदिपालैश्चशक्तिभिर्मुसलैस्तथादो ॥४६॥

એવો એકલો મહિષાસુર હતો તેનાસૈન્યમાંના અનેક અસુરો તોમર ભિંડિપાલ, શક્તિ તથા મુસલો ૪૬

युयुधुःसंयुगेदेव्याखड्गैःपरशुपट्टिशैः ॥
केचिच्चचिक्षिपुदशक्तोःकेचित्पाशास्तथापरे।४७

ખડ્ગો, ફરશીઓ, પટ્ટીઓ વગેરે અનેક આયુધોથી એ રણભૂમીમા દેવીની સાથેયુદ્ધ કરવા લાગ્યા તે એમ કે કોઇએ શક્તિ તથા કોઇએ જાળ નામનાં શસ્ત્રો ફેંક્યા વળી કોઇ બીજાઓએ ૪૭

देवींखड्गप्रहारैस्तुतेतांहंतुप्रचक्रमुः ॥
सापिदेवीतत तानिशस्त्राण्यस्त्राणिचण्डिका॥४८

ખડ્ગપ્રહાર કર્યા એ રીતે દેવીનો સં-
હાર કરવાને એ દૈત્યો પ્રવૃત થયા એ સમય
ચંડિકા દેવીએ એ અસુરોનાં શસ્ત્રાસ્ત્રોનું,૪૮

लीलयैवप्रचिच्छेद निजशस्त्रास्त्रवर्षिणी ॥
अनायस्तानना देवी स्तूयमाना सुरर्षिभिः ॥४९॥

પોતાનાં શસ્ત્રાસ્ત્રોવડે લીલાથી છેદન
કર્યું પરંતુ ત્યાલગિમાં એ દેવીને કિંચિત પ
ણ આયાસ (મુશ્કેલી) થયો નહી એ દેવી પ્ર
સન્ન મુખી હોવા ઉપરથી તેમની દેવો તથા
ઋષિઓ સ્તુતિ કરવા લાગ્યા. ૪૯

मुमोचासुर देहे षुशस्त्राण्यस्त्राणिचेश्वरी ॥
सोपिक्रुद्धोधुतशटो देव्यावाहनकेसरी ॥५०॥

પછી એ ઇશ્વરીએ અશુરોપર અનેક
શસ્ત્રાસ્ત્રો છોડયા એ વખત દેવીનું વાહન જે

સિંહ તે પણ અત્યંત ક્રોધાવિષ્ટ થઇને પોતા
ની કેશવાળી કંપાયમાન કરતો હતો ૫૦

चचारासुरसैन्येषुवनेष्विवहुताशनः ॥
निःश्वासान्मुमुचेयांश्चयुध्यमानारणेंबिका ।५१

જેમ દાવાગ્નિ અરણ્યને દગ્ધ કરેછે
તેમ રણભુમીમાં અંબીકા દેવી યુદ્ધ કરતાં
હતા અને અસુર સેનામા સંચાર કરતા થકા
વાર વાર જેટજેટલા શ્વાસ છોડવા લાગ્યા ૫૧

तएवसद्यःसभूतागणाश्शतसहस्रशः ॥
युयुधुस्तैपरशुभिर्भिंदिपालासिपट्टिशैः ॥५२॥

તેટતેટલા પ્રત્યેક શ્વાસ થકી અકેક
પ્રમાણે લાખો ગણ (સેવક) તત્કાલ ઉત્પન્ન
થયા અને તેઓ ફરશી ભિંડિપાલ ખડ્ગ
તથા પટ્ટીઓ વગેરે આયુદ્ધોથી અસુરોની

સાથે યુદ્ધ કરવા લાગ્યા    ૫૨

नाशयंतोसुरगणान्देवीशत्त्युपबृंहिताः ॥
अवादयन्तपटहान्गणाश्शंखांस्तथापरे ॥५३॥

એ દેવીના ગણોની દેવીના પ્રભાવે વૃદ્ધિ થવાથી, અસુરગણોનો નાશ થવાથી પટહ, નામના રણભુમીને લાયકના વાજા વગાડવા લાગ્યા તેમજ તેમના બીજા કેટલાક ગણો શંખ વગાડવા લાગ્યા.    ૫૩

मृदंगांश्चतथैवान्येतस्मिन्युद्धमहोत्सवे ॥
ततोदेवीत्रिशूलेनगदयाशक्तिऋष्टिभिः ॥५४॥

વળી કેટલાએક એ યુદ્ધ રૂપી મોટા ઉત્સવમાં મૃદંગ વગાડવા લાગ્યા એ સમય દેવીયે ત્રિશુળ, ગદા, શક્તિ    ૫૪

खङ्गादिभिश्चशतशोनिजघानमहासुरान् ॥

पातयामासचैवान्यान्घटास्वनविमोहितान् ५५

તથા ખડ્ગાદિકોની વૃષ્ટિ કરીને મોટા મોટા અસુરોનો નિરંતર સંહાર કર્યો અને તેમાં કેટલાક અસુરો પ્રથમ ઘંટાનાદથી મોહિત થયેલા હતા, તેઓને પણ એ દેવીએ રણભૂમિપર પાડયા ૫૫

असुरान्भुविपाशेनबध्वाचान्यानकर्षयत् ॥
केचिद्द्विधाकृतास्तीक्ष्णैःखड्गपातैस्तथापरे ५६

તેમજ જે કેઇ બીજા અસુરો હતા તેઓ તે પણ જાળવડે બાંધી લઇને ભૂમિ તરફ ખેંચ્યા કેટલાકના અંગના તીક્ષ્ણ ખડ્ગના પ્રહારવડે બબે કટકા કર્યા તથા કેટલાકના ૫૬

विपोथितानिपातेनगदयाभुविशेरते ॥

वेमुश्चकेचिद्रुधिरंमुसलेनभृशहताः ॥ ५७ ॥

अग गदाथी मर्दन कर्यो ए रीते अनेक असुरो, रणभूमिपर पडीने आळोटवा लाग्या, तथा केटलाक असुरो मुसलथी अत्यंत जखमी थवाने लीधे रूधीर ओकवा लाग्या ५७

केचिन्निपतिताभूमौभिन्नाःशूलेनवक्षसि ॥
निरंतराःशरौघेणकृताःकेचिद्रणाजिरे ॥५८॥

केटलाकनी छातीओ शूल नामना आयुधथी छेदाई जवाने लीधे तेओ भूमिपर पड्या; वळी ए रणमंडलमा केटलाकोनु केवल बाणोनाज समूहथी निवारण कर्युं ५८

सेनानुकारिणःप्राणान्मुमुचुस्त्रिदशार्दनाः ॥
केषांचिद्बाहवश्छिन्नश्छिन्नग्रीवास्तथापरे ५९

अने जे कोइ असुरसेनाना अग्रगामी

(પેહેલે મોખરે રેહેનાર મોરવી) હતા, તે-
માના કેટલાએકની ભુજાનું તથા કેટલાએ-
કના ગળાઓનું છેદન કરતાજ. એ દૈત્યો એ
પીડિત થઇને પ્રાણોનો ત્યાગ કર્યો ૫૯

शिरांसिपेतुरन्येषामन्येमध्येविदारिताः ॥
विच्छिन्नजंघास्त्वपरेपेतुरुर्व्यांमहासुराः ॥६०॥

કેટલાએક મહા અસુરોનાં મસ્તકે છે-
દાઈ જવાથી, કેટલાક કમ્મરમાંથી કપાઈ
જવાથી તથા કેટલાકોનાં પેટ છિન્નભિન્ન થ
વાથી એ રણભૂમિઉપર પડયા ૬૦

एकबाह्वक्षिचरणाःकेचिद्देव्याद्विधाकृताः ॥
छिन्नेपिचान्येशिरसिपतिताःपुनरुत्थिताः ६१

તેમજ એ દેવીએ કોઇનો એક હસ્ત,
કોઇનું એક નેત્ર તથા કોઇનો એક ચરણ

છિન્નભિન્ન કર્યો અને કોઈના શરીરનાં તો એ કુડચાડિયા કર્યા, વળી કેટલાક મસ્તકો છેદન થવાથી ભૂમિઉપર પડતા છતા પણ ફરી પાછા અતિ વેગથી ઉઠયા ૬૧

कबंधायुयुधुर्देव्यागृहीतपरमायुधाः ॥
ननृतुश्चापरेतत्रयुद्धेतूर्यलयाश्रिताः ॥ ६२ ॥

એ ધડો ( મસ્તક વગરના શરીરો) પણ પોતાના હસ્તોમા મોટા મોટા આયુધો પકડીને, દેવીની સાથે યુદ્ધ કરવા લાગ્યા, તથા કેટલાક ધડ એ યુદ્ધમા રણવાદ્યોના ( યુદ્ધ સમયના વાજાંઓના ) નાહાશ્રયથી (રાગના આધારથી ) નૃત્ય પણ કરવા લાગ્યાં.

कबंधाच्छिन्नशिरसःखड्गशक्त्यृष्टिपाणयः ॥
तिष्ठतिष्ठेतिभाषंतोदेवीमन्येमहासुराः ॥६३॥

તે એ રીતે કે, જેમનાં મસ્તકો છિન્ન-ભિન્ન થયા છતા પણ ધડો, હાથના ખડ્ગ શક્તિ તથા ઋષ્ટિ (બેઉ બાજુએ ધારવાળી તલવાર જેને ખંજર કહેછે) વગેરે આયુધો લઈને નાચવા લાગ્યાં તથા કેઇ બીજા મહાઅસુરો દેવીને તિષ્ટ તિષ્ટ (ઉભી રહે, ઉભી રહે) એમ હુંકારાથી બોલાવવા લાગ્યા.

पातितैरथनागाश्वैरसुरैश्चवसुंधरा ॥
अगम्यासाभवत्तत्रयत्राभूत्समहारणः ॥६४॥

એ રીતે રથ, હસ્તી તથા ઘોડાઓ સહિતના જે અસંખ્ય અસુરો તે રણભૂમિમા પડેલા હતા, તેને લીધે એ રણભૂમિ સર્વને અગમ્ય (સૂઝ ન પડે એવી) થઈ એવો એ ઠેકાણે મહાસંગ્રામ થયો. ૬૪

शोणितौघामहानद्यस्सद्यस्तत्रप्रसुस्रुवुः ॥
मध्येचासुरसैन्यस्यवारणासुरवाजिनां ॥६५॥

તેમજ તે ઠેકાણે હસ્તી, અસુર તથા અશ્વોવાળી અસુરોની જે સેના હતી, તેમા તેનાજ રક્તના પ્રવાહની મોટી મોટી નદીઓ વેહેવા લાગી ૬૫

क्षणेनतन्महासैन्यमसुराणांतथाम्बिका ॥
निन्येक्षयंयथावह्निस्तृणदारुमहाचयम् ॥६६॥

એ પ્રમાણે એ અંબિકાજીએ મહા અસુરોની સેનાનો જેમ અગ્નિ ઘાસ અથવા લાકડાના ઢગલાનો નાશ કરે છે તેમ અત્યંત નાશ કર્યો. ૬૬

सचसिंहोमहानादमुत्सृजन्धुतकेसरः ॥
शरीरेभ्योमरारीणामसूनिवविचिन्वति ॥६७॥

તે સમય એ દેવીનું વાહન જે સિંહ, તે એ દેવશત્રુઓના શરીરોમાના પ્રાણેનો શોધ કરતો હોય એમ, મસ્તક કેશાયમાન કરતોથકો મોટી ત્રાડ દેવા લાગ્યો. ૬૭

देव्यागणैश्चतैस्तत्रकृतंयुद्धतथासुरैः ॥
यथैषांतुतुषुर्देवाःपुष्पवृष्टिमुचोदिवि ॥ ६८ ॥

એ પ્રમાણે દેવીના ગણ તથા અસુરોએ એ ઠેકાણે મહત્ યુદ્ધ કર્યું. તેથી તે સમય સમસ્ત દેવો, દેવીના સૈન્યપર સંતુષ્ટ થયા તેથી આકાશમાથી તેમનાપર પુષ્પ વૃષ્ટિ કરવા લાગ્યા ૬૮

इति मार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवी माहात्म्येमहिषासुरसैन्यवधोनाम द्वितीयोऽध्यायः ॥२॥

ઇતિશ્રી માર્કંડેય પુરાણે દેવીમહાત્મ્યે મહિષાસુરસૈન્યવધો નામ સાર્થ દ્વિતીયોઽધ્યાય. ૨

---

## ॥ श्रीगणपतिर्जयति ॥

### ॥ ऋषिरुवाच ॥

निहन्यमानतत्सैन्यमवलोक्यमहासुरः ॥
सेनानीश्चिक्षुरःकोपाद्ययौयोद्धुमथाम्बिकाम्.

ઋષિ કહે છે એ રીતે કહ્યા પ્રમાણેના પ્રકારે દેવીએ એ અસુરસેનનો સંહાર કરેલો જોતાંજ, પ્રથમ કહેલો ચિક્ષુર નામનો

મહાઅસુર સેનાપતિ અત્યત કોપાયમાન થવાથી એ અંબિકાસાથે યુદ્ધ કરવને દોડી આવ્યો ૨

सदेवींशरवर्षेणववर्षसमरेसुरः ॥
यथामेरुगिरेःश्रृंगंतोयवर्षेणतोयदः ॥ २ ॥
तस्यच्छित्वाततोदेवीलीलयैवशरोत्करान् ॥
जघानतुरगान्बाणैर्यंतारचैववाजिनां ॥ ३ ॥

અને જેમ મેરૂ પર્વતના શિખરોપર જળની વૃષ્ટિ કરતોથકો મેઘ આવે, તેમ એ ચિક્ષુરાસુરદેવીપર બાણવૃષ્ટિનો વર્ષાદ કરતો આવ્યો એના બાણોના સમૂહનું, દેવીએ લીલાવડે છેદન કર્યું, અને દેવીએ પોતાના બાણોવડે તેના ઘોડાઓ તથા સારથીનો સંહાર કર્યો. ૩

चिच्छेदचधनुःसद्योध्वजंचातिसमुच्छ्रितम् ॥
विव्याधचैवगात्रेषुच्छिन्नधन्वानमाशुगैः ॥ ४॥

तेमज तेना धनुष्यनुं तथा रथपर जे अति ऊंची ध्वजा हती तेनुं तत्काल छेदन कर्युं, अने ए धनुष्य वगरनो थयो एटले, तेना सर्वांगमां तीक्ष्ण बाणोवडे प्रहार कर्यो.४

सच्छिन्नधन्वाविरथोहताश्वोहतसारथिः ॥
अभ्यधावततांदेवींखड्गचर्मधरोऽसुरः ॥५॥

ते समय ए असुर धनुष्य, रथ, घोडा तथा सारथी वगरनो थया छता पण हाथमा खड्ग (तरवार) तथा चर्म (ढाल) पकडीने, ए देवीपर दोडी आव्यो ५

सिंहमाहत्यखड्गेनतीक्ष्णधारेणमूर्धनि ॥
आजघानभुजेसव्येदेवीमप्यतिवेगवान् ॥६॥

અને તીક્ષ્ણ ધારવાળા ખડ્ગવડે સિંહ
ના મસ્તકપર પ્રહાર કર્યો તથા દેવીના ડા
બા હાથ પર પણ અત્યંત વેગથી પ્રહાર કર્યો.

तस्याःखड्गोभुजंप्राप्यपफालनृपनन्दनः ॥
ततोजग्राहशूलंसकोपादरुणलोचनः ॥ ७ ॥

હે રાજપુત્ર! એ સમય એ ખડ્ગ દેવી-
ના ભુજસ્પર્શથીજ તત્કાલ ભાગી ગયું તે
વખત કોપથી રક્તનેત્રયુક્ત થઈને, તેણે
શૂલ નામનું શસ્ત્ર ધારણ કર્યું. ૭

चिक्षेपचततस्तत्तुभद्रकाल्यांमहासुरः ॥
जाज्वल्यमानंतेजोभीरविबिंबमिवांबरात् ॥८॥

પછી એ મહા અસુરે, એ શૂલ એ ભ-
દ્રકાલીપર મોટા વેગથી નાખ્યું. એ વખત
એ શૂલ, તેજથી જાજ્વલ્યમાન હોવાને લીધે

સૂર્યબિંબ સમાન આકાશમાંથી પ્રાપ્ત થયું ૮

दृष्ट्वातदापतच्छूलदेवीशूलममुञ्चत ॥
तच्छूलंशतधातेननीतंसचमहासुरः ॥ ९ ॥

એ રીતનું એ શૂલ પડે છે એવું અવલોકન (દેખવું) કરતાંજ, દેવીએ પણ તત્કાળ તેનાપર પોતાનું ત્રિશૂળ ફેંક્યું, તે ત્રિશૂલવડે તેના શુલના સેકડો કકડા કરીને, ચિક્ષુરાસુરને પણ સંહાર કર્યો. ૯

हतेतस्मिन्महावीर्येमहिषस्यचमूपतौ ॥
आजगामगजारूढश्चामरस्त्रिदशार्दनः ॥१०॥

એ રીતને એ મહિષાસુરને સેનાપતિ મહાપરાક્રમી ચિક્ષુરાસુર મરણ પામ્યો, એટલે દેવોનું મર્દન કરનારો એવો જે ચામર નામને બીજો સેનાપતિ હતો, તે

હસ્તીપર બેસીને આવ્યો. ૧૦

सोपिशक्तिंमुमोचाथदेव्यास्तामंबिकाद्रुतम् ॥
हुंकाराभिहतांभूमौपातयामासनिष्प्रभां ॥११॥

અને તેણે પણ દેવીપર એક શક્તિ નામનું શસ્ત્ર ફેંક્યું એ શક્તિ નામના આયુધનો અંબિકાએ તત્કાળ માત્ર એક હુંકારાથી જ નાશ કર્યો, તે વખત એ શક્તિ નામનુ શસ્ત્ર નિસ્તેજ થઇને ભુમીપર પડ્યુ ૧૧

भग्नांशक्तिंनिपतितांदृष्ट्वाक्रोधसमन्वितः ॥
चिक्षेपचामरःशूलंबाणैस्तदपिसाच्छिनत् ।१२।

એ રીતનુ એ શક્તિશસ્ત્ર ભાગીને પડેલુ જોતાજ, એ ચામરે ક્રોધયુક્ત થઇને, ફેરીથી શુલ નાખ્યું, તેનુ પણ દેવીએ બાણવડે છેદન કર્યું. ૧૨

ततःसिंहस्समुत्पत्यगजकुंभांतरेस्थितः ॥
बाहुयुद्धेनयुयुधेतेनोच्चैस्त्रिदशारिणा ॥ १३ ॥

એ સમય એ યુદ્ધમા દેવીનો સિંહ તત્કાલ આકાશભણી તલપ મારીને, એ હસ્તીના ગંડસ્થલપર ( લમણા અથવા ગાલપર)વળગ્યો, અને ત્યાંજ એ દેવીશત્રુ ચામર સાથે મોટુ બાહુયુદ્ધ કરવા લાગ્યા. ૧૩

युद्ध्यमानौततस्तौतुतस्मान्नागान्महींगतौ ॥
युयुधातेतिसंरब्धौप्रहारैरतिदारुणैः ॥ १४ ॥

એ રીતના બન્ને યુદ્ધ કરતાથકા અકસ્માત એ હસ્તીપરથી ભૂમિપર પડ્યા, તથાપિ તેઓ અત્યંત ક્રોધયુક્ત થઇને, હાથ પગ વડે પરસ્પરે અતિ ભયંકર પ્રહાર કરતા થકા યુદ્ધ કરવા લાગ્યા. ૧૪

ततोवेगात्खमुत्पत्यनिपत्यचमृगारिणा ॥
करप्रहारेणशिरश्चामरस्यपृथक्कृतं ॥ १५ ॥

એ રીતનુ બન્નેનુ યુદ્ધ થતુ હતુ તેમ છતા, એ સિંહે અતિ ચપળતાથી આકાશ તરફ તલપીને. પાછો ભૂમિપર પડીને, પંઝાના પ્રહારથી એ ચામરનું મસ્તક દેહથકી જુદું કર્યું ૧૫

उदग्रश्चरणे देव्याशिलावृक्षादिभिर्हतः ॥
दंतमुष्टितलैश्चैवकरालश्चनिपातितः ॥१६ ॥

એ સમય એ રણભૂમિમાં દેવીએ પત્થરની શિલાઓના તથા ઝડોના પ્રહારવડે ઉદગ્ર નામના અસુરને પણ માર્યો, તેમજ હસ્તીદંતના આયુધ, મુષ્ટિપ્રહાર તથા તમાચાથી કરાલ નામના અસુરના પણ પ્રાણ

હરણ કરીને ભૂમિપર પાડયો ૧૬

देवीक्रुद्धागदापातैश्चूर्णयामासचोद्धतम् ॥
बाष्कलंभिंदिपालेनबाणैस्ताम्रंतथान्धकम् १७

તે પછી દેવીએ અત્યંત ક્રોધાયમાન થઇને, ગદાપ્રહારથી ઉદ્ધત નામના અસુરને ચૂરો કર્યો. ભિંડિપાલ નામના શસ્ત્રવડે બાષ્કલન, અને બાણુ વડે તામ્ર તથા અંધકાસુરને પણ માર્યો ૧૭

उग्रास्यमुग्रवीर्यंचतथैवचमहाहनुं ॥
त्रिनेत्राचत्रिशूलेनजघानपरमेश्वरी ॥ १८ ॥

તેમજ ઉગ્રાસ્ય ઉગ્રવીર્યં તથા માહાહનું એ ત્રણ જણાને પણ એ ત્રિનેત્રા પરમેશ્વરીએ ત્રિશુલવડે નાશ કર્યો. ૧૮

बिडालस्यासिनाकायात्पातयामासवैशिरः ॥
दुर्धरंदुर्मुखंचोभौशरेर्निन्येयमक्षम् ॥ १९ ॥

અને ખડ્ગવડે બિડાલ નામના અસુરનુ મસ્તક તેના દેહથકી ભૂમિપર પાડ્યું, તેમ જ દુર્ધર તથા દુર્મુખ એ બન્નેને બાણવડે યમલોકમા મોકલ્યા ૧૯

एवंसंक्षीयमाणेतुस्वसैन्येमहिसासुरः ॥
माहिषेणस्वरुपेणत्रासयामासतान्गणान् २०

તે એ રીતે પોતાના સૈન્યનો નિરંતર ક્ષય થયો, એટલે એ મહિષાસુર મહિષ (પાડા) ના રૂપથી, એ દેવીના શ્વાસ થકી પેદા થએલા ગણોને, અત્યત ત્રાસ દેવા લાગ્યો. ૨૦

कांश्चित्तुडप्रहारेणखुरक्षेपैस्तथापरान् ॥
लांगूलताडिताश्चान्यान्श्रृंगाभ्यांचविदारितान्२

તે એવી રીતે કે, એ ગણોમાંના કેટલાકને મુખપ્રહારથી, કેટલાકને ખરીઓ- વડે કેટલાકને પુછડના ઝપાટાથી તથા તે શિવાય બીજાઓને શીંગડાથી, એ રીતે એ ગણોનુ તેણે વિદારણ કરયુ, ૨૧

वेगेनकांश्चिदपरान्नादेनभ्रमणेनच ॥
निःश्वासपवनेनान्यान्पातयामासभूतले ॥२२॥

તેમજ કોઇને વેગથી, કોઇને ગર્જ- નાથી, કોઇને શીંગડાપર ચડાવ્યા છતા ફેરવીને તથા બીજા કેટલાક ગણો હતા તેઓને શ્વાસના વાયુથી, એ રીતે એ ગ- ણોને મહિષાસુરે ભૂતલપર પાડયા. ૨૨

निपात्यप्रमथानीकमभ्यधावतसोऽसुरः ॥
सिंहहंतुंमहादेव्याःकोपचक्रेततोम्बिका ॥२३॥

એ રીતે દેવીના પ્રથમ ગણોને પૃથ્વી પર પાડીને, એ મહિષાસુર મહાદેવીના સિંહનો સંહાર કરવા સારૂ દોડીને આવ્યો, જેથી અંબિકા દેવી અતિશય ક્રોધાયમાન થયાં. ૨૩

सोपिकोपान्महावीर्यखुरक्षुण्णमहीतलः ॥
शृंगाभ्यांपर्वतानुच्चांश्चिक्षेपचननादच ॥२४॥

તે વખત એ મહાબળશિલ મહિષાસુર પણ ક્રોધાયમાન થઇને, પોતાની ખરીઓવડે ભૂમિ ખરવળતો થકો, અને પર્વતોને પણ શીંગડાવડે ઉખેડી, આકાશભણી ફેંકતો છતા, મોટી ગર્જના કરવા લાગ્યો.૨૪

वेगभ्रमणविक्षुण्णामहीतस्यव्यशीर्यत ॥
लांगूलेनाहतश्चाब्धि प्लावयामाससर्वतः॥२५॥

અને તેણે જે ભૂમિ ખરવળી હતી, તે તેના ભરતાનથી આડી અવળી બાજુએ અસ્તાવ્યસ્તત થઇ, તથા તેણે પોતાના પુંછડાવડે સમુદ્રને પ્રહાર કરતાજ, એ સમુદ્ર ખળભળિત થવાથી, તેના જળે કરીને સમસ્ત ભૂમિ બુડી ૨૫

धुतशृंगविभिन्नाश्चखंडंखंडंययुर्घनाः ॥
श्वासानिलास्ताःशतशोनिपेतुर्नभसोचलाः।२५।

વળી તેણે શીંગડા કંપાવ્યા, તેથી આકાશમાનું મેઘમંડલ સ્થિર હતું તેના જુદા જુદા ભાગ થઇને, ટુકડાપી આકાશમા નિશ્ચલ થયા હતા, તથાપિ તેના શ્વાસવા

શુથી તેના પણ નિરંતર સૂક્ષ્મ અંશ થઇને,
આકાશમાથી ભૂમિપર પડ્યા ૨૬

इति क्रोधसमाध्मातमापततमहासुरम् ॥
दृष्ट्वा साचण्डिकाकोपतद्वधायतदाकरोत् ॥२७॥

એ રીતે એ મહિષાસુર, ક્રોધથી ગર્જના
કરતો થકો. પોતાનાપર ધસીને આવે છે
એમ દેખતાજ, એ ચડિકાએ, તેના વધ
બાબત મહા કોપ ધારણ કર્યો ૨૭

साक्षिप्त्वातस्यवैपाशंतंबबंधमहासुरं ॥
तस्याजमाहिषरूपसोपिबद्धोमहामृधे ॥२८॥

અને તેમણે તેનાપર પાશ (જાળ)
નાખીને, એ મહા અસુરને બાધી લીધો.
એ રીતે એ અસુર, એ જાળમા બધાતાજ,
તેણે એ યુદ્ધ મડળમા મહિષ (પાડાના)

રૂપનો ત્યાગ કરીને, २८

ततः सिंहोऽभवत्सद्यो यावत्तस्याम्बिका शिरः ॥
छिनत्ति तावत्पुरुषः खड्गपाणिरदृश्यत ॥२९॥

તત્કાલ સિંહનું રૂપ ધારણ કર્યું. તે વખત એ ચંડિકા દેવી જેવું તેનું શીર છેદવા જાય છે. તેટલામા તો એ ખડ્ગ ધારણ કરનારા પુરૂષની આકૃતિવાળો દેખાવા લાગ્યો २९

तत एवाशु पुरुषं देवी चिच्छेद सायकैः ॥
तं खड्गचर्मणा सार्धं ततः सोऽभून्महागजः ॥३०॥

પછી એ દેવીએ એ પુરૂષાકૃતિવાળા અસુરના ખડ્ગ તથા ઢાલ, પોતાના બાણ-વડે છેદન કર્યો; તો એટલામાં તે અસુરે પુરૂષાકૃતિ છોડીને, મહા હસ્તીરૂપ ધારણ

કરયું. ૩૦

करेणचमहासिंहंतचकर्षजगर्जच ॥
कर्षतस्तुकरदेवीखङ्गेनानिरकृतत ॥३१॥

એ વખત એ અસુર ગર્જના કરતો થકો, પોતાની સૂઢવડે, એ દેવીના સિંહને આકર્ષવા (ખેચવા) લાગ્યો એ રીતે એ ખેચતો હતો, એટલામા દેવીએ તેની સૂઢ ખડ્ગવડે છેદન કરી નાખી ૩૧

ततोमहासुरोभूयोमाहिषंवपुरास्थितः ॥
तथैवक्षोभयामासत्रैलोक्यसचराचरं ॥३२॥

તે વખત એ મહા અસુરે ફરીથી પ્રથમ પ્રમાણેનું મહિષરૂપ ધારણ કર્યું અને એ પ્રથમ પ્રમાણે ચરાચર વિશ્વસહિતના ત્રૈલોકયને ક્ષોભાયમાન કરવા લાગ્યો. ૩૨

ततक्रुद्धाजगन्माताचण्डिकापानमुत्तमम् ॥
पपौपुनःश्चैवजहासारुणलोचना ॥ ३३ ॥

તે પછી એ જગન્માતા ( જગતની માતા ) ચંડિકા દેવી, ક્રોધાયમાન થઇને, તેમણે ફરીફરીને ઉત્કૃષ્ઠ મદ્યપાન કર્યું એ મદ્યપાનથી એ દેવી આરક્તનેત્ર થવાથી, ઉચ્ચ સ્વરથી વારંવાર હાસ્ય કરવા લાગ્યા. ૩૩

ननर्दचासुरःसोपिबलवीर्यमदोद्धतः ॥
विषाणाभ्यांचचिक्षेपचण्डिकांप्रतिभूधरान् ३४

એ સમય એ મહિષાસુરપણ શરીર-બલ ઉત્સાહ વગેરે થકી થએલા ગર્વથી ઉન્મત્ત થઇને મોટે ઘાટે ગર્જના કરતોથકો શીંગડા વડે મોટા મોટા પર્વતોને ઉચકીને, એ ચંડિકાપર ફેંકવા લાગ્યો. ૩૪

साचतान्महितां तेनचूर्णयंती शरैः हरैः ॥
उवाचतंमदोध्धूतमुखरागाकुलाक्षरम् ॥३५॥

એ રીતે એણે જે જે પર્વતો નાખ્યા, તે પર્વતોનું એ દેવીએ ચુર્ણ કર્યું, પછી મદ્યપાન કર્યાનેલીધે જેમના મુખપર અત્યંત લાલિ છતાં મુખમાથી નિકળતા લુગયયુક્ત શબ્દોથી એ મહિષાસુરને કહેવા લાગ્યાં ૩૫

॥ देव्युवाच ॥

गर्जगर्जक्षणंमूढमधुयावत्पिबाम्यहं ॥
मयात्वयिहतेत्रैवगर्जिष्यत्याशुदेवताः ॥३६॥

હે મુઢ! મને મદ્યપાન કરવામાં જેટલા ક્ષણની વાર લાગે, તેટલા ક્ષણ તારે તું ફાવે તેટલી ગર્જના કર; પણ પછીથી

हु तने मारीश एटले सर्व देवो, आ स्थळे तत्काळ गर्जना करवा लागशे. ३६

॥ ऋषिरुवाच ॥

एवमुक्त्वासमुत्पत्यसारूढातंमहासुरं ॥
पादेनाक्रम्यकंठेचशूलेनैनमताडयत् ॥ ३७ ॥

ऋषि कहे छे, ए रीतनुं भाषण करीने, देवी अकस्मात ठेकडो मारीने, ए महा असुरनी छातीपर चडी बेठां, अने तेना एक चरणवडे भूमिपर चापीने, तेना गळापर शूलनो प्रहार कर्यो ३७

ततःसोपिपदाक्रांतस्तयानिजमुखात्तदा ॥
अर्धनिष्क्रांतएवासीद्देव्यावीर्येणसंवृतः ॥३८॥

ए रीते ए देवीए तेने भूमिपर प डया छतां, शूळप्रहारथी मस्तक छेदन कर्या

પછી મસ્તક વિનાનું મહિષનું ધડ ઉત્પન્ન થયું તે, દેવીના પરાક્રમથી અત્યંત પરાજીત (હારવું) થવાથી, એ અસુર પોતાના આખા શરીરવડે બાહાર નિકળવાને સમર્થ થાય નહીં. ૩૮

अर्धनिष्क्रातएवासौयुध्यमानोमहासुरः ।
तयामहासिनादेव्याशिरश्छित्त्वानिपातितः ३९

તે વખત એ મહાઅસુર બાહાર નીકળેલા અર્ધ શરીરવડેજ દેવીની સાથે યુદ્ધ કરવા લાગ્યો, એટલામા તો એ દેવીએ મહાખડ્ગ પ્રહારે તેનો શિરચ્છેદ કરીને. તે ભૂમંડલપર પાડ્યો. ૩૯

ततोहाहाकृतंसर्वंदैत्यसैन्यंननाशतम् ॥
महर्षेचपरंजग्मुःसकलादेवतागणाः ॥४० ॥

એ રીતે મહિષાસુરનો દેવીએ સંહાર કર્યો, એ જોઇને વળી દૈત્યસેના હાહાકાર કરતી કરી નાશી ગઇ એ સમય સકલ દેવગણોને અતિ ઉત્કૃષ્ટ હર્ષ થયો,     ૪૦

तुष्टुवुस्तांसुरादेवींसहदिव्यैर्महर्षिभिः
जगुर्गंधर्वपतयोननृतुश्चाप्सरोगणाः ॥ ४१ ॥

એ હર્ષને લીધે ઇંદ્રાદિ દેવો, બ્રહ્માદિક સકલ મહા ઋષિઓ સહવર્તમાન એ દેવીની સ્તુતિ કરવા લાગ્યા; અને ગંધર્વપતિ ગાયન તથા અપ્સરાઓનો સમૂહ નૃત્ય કરવા લાગ્યો.     ૪૧

॥ इतिमार्कंडेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमहात्म्येमहिषासुरवधोनामतृतीयोऽध्यायः ॥३॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણિકે મન્વંતરે દેવી ભગવતી મહાત્મ્યે મહિષાસુરવધોનામ સાર્થં તૃતીયોધ્યાય ૩

---

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

शक्रादयःसुरगणानिहतेतिवीर्ये तस्मिंदुरात्म- निसुरारिबलेचदेव्या ॥ तांतुष्टुवुः प्रणति- नम्रशिरोधरांसावाग्भिः प्रहर्षपुलकोद्गमचारु देहाः ॥ १ ॥

ઋષિ કહે છે હે રાજન ! એ રીતનો પછાગ વર્ણવેલો મહા બળ શાળિ છતાં, અતિ પરાક્રમસપન્ન દુરાત્મા તથા દેવોનો શત્રુ

महिषासुर, देवीए मार्यो एटले दीव्यदेह-धारी ईंद्रादि सर्वे देवो अति हर्षथी रोमांचित थया थका, पोताना मस्तक तथा खभा नमावीने, नमस्कार पूर्वक ए जगदंबेनी स्तुति करवा लाग्या १

देव्याययाततमिदंजगदात्मशक्त्यानिश्शेषदेव-गणशक्तिसमूहमूर्त्यां ॥ तामम्बिकामखिल-देव महर्षिपूज्याभक्त्यानताः स्मविदधातुशु-भानिसानः ॥ २ ॥

ते एवी रीते के, जेनी मूर्ति समस्त देवगणोनी तेजोमय शक्तिना समूहथी परिपुर्ण होवाने लीधे, जे देवीए आत्मशक्तिवडे आ सर्व जगत व्याप्त कर्युं छे, तेथी सकल देवो तथा महर्षिओ जेमनु

પૂજન કરવા યોગ્ય છે એવા અંબિકાને અમે ભક્તિયુક્તપણે નમસ્કાર કરીએ છીએ તે જગદંબા અમારૂં સર્વ પ્રકારે કલ્યાણ કરો. ૨

**यस्याःप्रभावमतुलंभगवाननन्तोब्रह्माहरश्चनहि वक्तुमलंबलञ्च ॥ साचण्डिकाखिलजगत्परि-पालनायनाशायचाशुभभयस्यमतिंकरोतु ॥२॥**

જેમનો પ્રભાવ તથા શરીરબલ અતુલ્ય હોવાથી અનંત નામના જે શેષ ભગવાન, કે જેને સહસ્ર મુખ, બ્રહ્મદેવને સૃષ્ટિકર્તૃત્વ શક્તિ તથા મહાદેવને સંહાર શક્તિ છતાં એ ત્રણે, જેનો પ્રભાવ વર્ણન કરવાને સમર્થ થતા નથી ત્યારે બીજામાં શક્તિ ક્યાંથી હોય ? એ ચંડિકા દેવી,

સમસ્ત જગતૂના પરિપાલનને અર્થ તથા અસુરો થકી અમને જે ભય લાગે છે તેના નાશને અર્થે બુદ્ધિ ધારણ કરો. ૩

याश्रीःस्वयसुकृतिनांभवनेष्वलक्ष्मीः पापात्मनां कृतधियां हृदयेषु बुद्धिः ॥ श्रद्धासतांकुल जनप्रभस्यलज्जातांत्वानताःस्मपरिपालयदेवि विश्वम् ॥ ४ ॥

અને જે પુણ્યવતના ઘરમા લક્ષ્મી- રૂપે પાપાત્માના ઘરમા અલક્ષ્મી ( દારદ્ર ) રૂપે, જેઓનાં અંતકરણ શુદ્ધ છે તે- ઓના હૃદયમાં ધર્માદિ ચતુર્વીધ પુરૂષાર્થ- ના સાધનભૂત જ્ઞાન રૂપે, સજ્જનોના હૃદ યમાં શ્રદ્ધા ( વેદશાસ્ત્રાદિકપર આસ્તિક્ય બુદ્ધિ ) રૂપે તથા જેમનો જન્મ સત્કુ-

ઉમમા થયો છે તેમના પર હુષ્કર્મ કરવામાં અટકાવ કરનારી લજ્જારૂપે વાસ કરો છો એવા આપને અમે નમસ્કાર કરીએ છીએ હે દેવી ! તમે આસપૂર્ણ વિશ્વનુ પરિપાલન કરો ૪

किंवर्णयामतवरूपमचिंत्यमेतात्किंचातिवीर्यमसुरक्षयकारिभूरि ॥ किंचाहवेषुचरितानितवातियानिसर्वेषुदेव्यसुरदेवगणादिकेषु ॥५॥

એ રીતની અમે તમારી પ્રસગોપાત સ્તુતિ કરી, પરંતુ ખરૂ જોતાં આપની સ્તુતિ અનિર્વાચ્ય (વર્ણન કરવાને અશક્ય) છે તે બાબત કહે છે કે હે દેવી ! તમારૂં રૂપ, સર્વોત્કૃષ્ટ હોવાને લીધે, સર્વે અસુરો, બ્રહ્માદિ દેવો તથા પ્રથમગણે।

વગેરેને પણ ચિંતન કરવાને અશકય છે, વળી તમારૂં પરાક્રમ પણ, મહા બલ'ઢ્ય દૈત્યોનો નાશ કરવામાં હોવાને લીધે આશ્ચર્ય છે. આ યુદ્ધમાં તમે જે અદ્‌ભુત કૃત્યો કર્યા તે પણ અતિ ઉત્કૃષ્ટજ છે, તો હે દેવી! તમારો મહિમા અમે શી રીતે વર્ણન કરી શકીએ? ૫

हेतुःसमस्तजगतां त्रिगुणापिदोषैर्नज्ञायसे हरिहरादिभिरप्यपारा॥सर्वाश्रयाखिलमिदं जगदंशभूतमव्याकृताहिपरमापकृतिस्त्वमाद्या ।६।

કારણ કે, સાક્ષાત મુલ પ્રકૃતિ તમેજ છો એ બાબત વિશેષ કહે છે કે, તમે સત્વ, રજ તથા તમ એવા ત્રિગુણાત્મક હોવાને લીધે, સમસ્ત જગતની ઉત્પ-

ત્તિ, સ્થિતિ તથા નાશનાં મુખ્ય કારણ છો, પરંતુ સત્વાદિ ત્રિગુણના સબંધને લીધે મારામાં કામ ક્રોધાદિ દોષો છતાં, હું સર્વની ઉત્પત્તિ વગેરેનુ કારણ શી રીતે? એવી કદાચિત આપને શંકા આવે, તો તે બબત કહે છે કે, કદાપિ તમે ત્રિગુણાત્મક છો. તથાપિ તમારામાં કામાદિ દોષોનો સ્પર્શ પણ નથી, અથવા તમે પ્રથમ કહેલાં વૃતાંતને લીધે દોષયુક્ત છો એમ આપને કોઇ પણ જાણતું નથી, કારણ કે, તમે કેવલ નિર્દોષ છો, પરંતુ મારામાં જો કોઇ પણ પ્રકારનો ગુણ છે તો હું સકલ કારણોનું હેતુભુત શી રીતે હોઇશ? એવી શંકા કરશો નહી, કારણ કે આપ અપરિચ્છિન્ન (અપાર) હોવાને લીધે, તમે અમુક

देश अथवा अमुक कालपर्यंत आटलांज छो एवा आपना गुण तथा रूपनी लक्षणा (धारणा) करवानुं हरिहरादिकथी पण बनतुं नथी, एवुं शा उपरथी? एम पुछशो, तो निवेदन (कही सभळाववुं) करूंछु के आ समस्त जगत आपनुंज अंशभूत होवाथी सकल कार्य कारणोनो आश्रय तमेज छो. अर्थात मागमा ए प्रमाणे होय तो, मारामा पण विकार छे एम ठरशे? ए शंकानो परिहार एवो के, मात्र जीवोमां विकार होय छे. ते एम के, जे प्रथमथीज जन्म ले छे, मोटो थाय छे, दुर्बल थनो जाय छे, मोटो थाय छे तथा नाश पण पामे छे. एवा छ प्रकारना जीवोना जे विकार छे ते आपमा नथी तो,

તમે સંસારની આદિકારણભૂત સંક્ષોભરૂપ પ્રકૃતિ છો. ૬

यस्याः समस्तसुरता समुदीरणेन तृप्तिं प्रयाति सकलेषु मखेषु देवि स्वाहासि वै पितृगणस्य च तृप्तिहेतुरुच्चार्यसे त्वमत एव जनैः स्वधा च ॥७॥

તેમજ હે દેવી! દૈવિક કર્મો બાબત જેનો સ્વાહા એવો ઉચ્ચાર કરીએ એટલે, સર્વ પ્રકારના યજ્ઞોમા સકલ દેવોના સમુદાયની તૃપ્તિ થાય છે. એવા સ્વાહારૂપી તમેજ છે, વળી પૈતૃક કર્મ બાબત સ્વધા એવો જે ઉચ્ચાર, તે સમસ્ત પિતૃગણોને તૃપ્તિદાયક થાય છે તો, એવા સ્વધારૂપે પણ તમેજ છો, માટે સર્વ બ્રાહ્મણો સ્વાહા તથા સ્વધા એવા ઉચ્ચાર પૂર્વક દેવો તથા પિતૃ-

ઓનું આરાધન કરે છે તે, સ્વાહા તથા સ્વધારૂપે પણ તમેજ છે. ૭

यामुक्तिहेतुरविचिंत्यमहाव्रनात्वमभ्यस्यसेसु-नियतेंद्रियतत्त्वसारैः ॥ मोक्षार्थिभिर्मुनिभिर-स्त समस्तदोषैर्विद्याऽसिसा भगवती परमाहि देवी ॥ ८ ॥

એ રીતનું પ્રકૃતિરૂપ વર્ણવીને, હવે બ્રહ્મરૂપત્વ દર્શાવે છે હે દેવી ! તમે મુક્તિ-ના હેતુભૂત હોવાને લીધે, તમારૂ અહિં-સાદિ મહા વ્રત ચિંતન કરવાને પણ અશ-ક્ય છે, પરંતુ ઇંદ્રિયોના નિગ્રહથી તત્વાખ્ય બ્રહ્મજ જાણવાને સારભૂત હોવાપરથી જેના સમસ્ત દોષ નહી જેવા થાય છે; એવા મોક્ષાર્થિ મુનિઓ, જે વિદ્યાનો નિરંતર

ભ્યાસ કરે છે, તે સાક્ષાત ભગવદ્વિષયક એવા સર્વોત્કૃષ્ટ વિદ્યારૂપી દેવીપણ તમેજછો. ૮

शब्दात्मिकासुविमलर्ग्यजुषांनिधानमुद्गीथरम्य पदपाठवतांचसाम्नां ॥देवत्रयीभगवतीभवभावनायवार्तासिसर्वजगतांपरमार्तिहंत्री ॥ ९ ॥

તેમજ ઋગ્વેદ, યજુર્વેદ તથા ઉત્કૃષ્ટ અને રમણીય ધ્વનીયુક્ત છતા, જેમા પદોનું પણ પટુત્વ છે; એવા સામવેદ સહિતના ત્રણે વેદને મુખ્ય આશ્રયભૂત હોવાને લીધે, શબ્દ બ્રહ્મરૂપ પણ તમેજ છો, વળી સર્વ જીવોની જન્મમરણરૂપ સંસારમાં જે સ્વભાવિક પ્રવૃતિ હોયછે, તે થકી નિવૃતિ થવા બાબતના જ્ઞાનનો પ્રકાશ કરનારાં તમે સાક્ષાત ભગવતી, વેદત્રયરૂપે છતાં, સકલ

જગતની વર્ણાશ્રમના અનુસારે ઉપજીવિકા કરનારા તથા અધ્યાત્મીક, અધિદૈવિક તથા આધિભૌતિક એવી જે ત્રિવિધ પીડા, તેનો પણ પરિહાર કરનારા તમેજ છો ૯

मेघासिदेवि विदिताखिलशास्त्रसारादुर्गाऽसि दुर्गभवसागरनौरसंगा ॥ श्रीः कैटभारिहृदयैककृताधिवासागौरी त्वमेव शशिमौलिकृत प्रतिष्ठा ॥ १० ॥

હે દેવી ! તમને સકલ શાસ્ત્રોનો સારાશ વિદિત હોવાને લીધે તમે સાક્ષાત સરસ્વતી છો, તેમજ દુસ્તર સંસાર સાગરમાથી શરણાગત જીવોને, જ્ઞાનોપદેશ દ્વારાએ તરવાબાબત તમેજ નૌકારૂપ દુર્ગાદેવી છો; પરંતુ પ્રસિદ્ધ નૌકા કર્તા તમારામાં

વિશેષત્વ છે તે એવુ કે એ નૌકા સુકાન તથા શઢવાળી હોય છે, પરન્તુ તમે તો સંગ રહિત છો એ નૌકા જેવા નથી મધુકૈટભના અરિ (શત્રુ) વિષ્ણુના હૃદયમાં વાસ કરનારાં હોવાઉપરથી, સાક્ષાત લક્ષ્મી હોવાને લીધે ગૌરી એ રીતના વૈષ્ણવી તથા રૌદ્રિ પણ તમેજ છો. ૧૦

**ईषत्सहासममलंपरिपूर्णचद्र बिंवानुकारिकनकोत्तमकांतिकांतम् ॥ अत्यद्भुतंप्रहृतमाचरुषा तथापिवक्रांविलोक्यसहसामहिषासुरेण ॥११॥**

હે જગદંબા, તમારૂ મુખ કિંચિત હાસ્યયુક્ત હોવાને લીધે, પરિપૂર્ણ કલાયુક્ત ચંદ્રબિંબનુંજ ઉપમેયત્વ કરનારૂ છતા પણ આપનું મુખ વિશેષ છે; કારણ કે, એ

ચંદ્રબિંબ તો કલકત્રંણુએ અને આપનું મુખારવિંદ તો નિષ્કલંક હોવા ઉપરથી નિરંતર સર્વોત્કૃષ્ટ સુવર્ણતુલ્ય કાન્તિથી રમણીયછે. એરીતના આપના અદ્‌ભુત આનારવિંદને અવલોકન કરતજ સહુ મોક્ષ થાય, એ રીતનું જગન્મોહક મુખ એ મહિષાસુરેપણ અવલોકન કર્યું તથાપિ તેને મોહ ન થતાં અત્યંત ક્રોધ પ્રાપ્ત થયો અને તત્કાલ અતિ નિષ્ઠુર ભાષણ કર્યું એ પરમાશ્ચર્યજ કહેવાય! તો હે દેવી! એવા મૂર્ખ અસુરના વધથી આપનો ઉત્કર્ષ કેમ ન થાય? અર્થાત્ થાયજ! ૧૧

दृष्ट्वातुदेविकुपितंभ्रूकुटीकरालमुद्यच्छशांकसदृ-
शच्छविर्यन्नसद्यः ॥ प्राणान्मुमोचमहिषस्त-

दतीवचिश्चकैर्जीव्यते हि कुपितांतकदर्शनेन।१२

એવું શા ઉપરથી ? એમ પુછશો તો નિવેદન કરૂં છું કે, હે દેવી! એ મહિશાસુરને જોતાંજ અત્યંત ક્રોધાયમાન થવાથી તથા ભૃકુટી વક્ર થવાથી. જેમ ઉદયકાલે ચંદ્રબિંબ આરક્ત વર્ણનું હોય છે, તેમ આપનું મુખ ભયંકર દેખાવા લાગ્યું, તે અવલોકન કરતાંજ એ મહિષે (પાડાએ) પ્રાણ ત્યાગ કર્યો એ અતિશે આશ્ચર્ય નથી, કારણ કે. ક્રોધાયમાન થએલા સામાને જોતાં કયો પ્રાણી જીવતો રહેશે ? ૧૨

देविप्रसीदपरमाभवतीभवायसद्योविनाशयसि कोपवतीकुलानि ॥ विज्ञातमेतदधुनैवयदस्तमेतन्नीतंबलंसुविपुलंमहिषासुरस्य ॥ १३ ॥

એમ હશે, પરંતુ હે દેવી! તમે અ-
મારા ઉપર પ્રસન્ન થાઓ, કારણ કે, તમા-
રી સ્વભાવિક બુદ્ધિ અનુગ્રહ યુક્ત હોવા-
થી, તમે અમારા કલ્યાણાર્થે કોપ ધારણ
કરીને, અમારા શત્રુકુલનો તત્કાલ નાશ
કરો છો, તે અમને માલમ છે શા ઉપર-
થી? એમ પુછશો, તો કહીએ છીએ કે,
હવે એટલામાંજ એ મહિષાસુરનું સૈન્ય અ-
સંખ્ય છતાં પણ તમે માત્ર નહી જેવુ કર્યું
તો અમારાપર આપનો પૂર્ણ અનુગ્રહ (કૃપા)
છે. એમા શું કહેવાનુ? ૧૩

तेसंमताजनपदेषु धनानितेषांतेषांयशांसिनव-
सीदतिधर्मवर्गः ॥ धन्यास्तएवनिभृतात्मजभृ-
त्यदारायेषांसदाभ्युदयदाभवतीप्रसन्ना ॥१४

ઘણું કરીને અમારા પરજ તમારો અનુગ્રહ છે એમ નથી, સકળ મનોરથ પૂર્ણ કરનારા આપ, જેનાપર પ્રસન્ન થશો, તેના દેશમાં સજ્જનો થવ.છતા, સંમત્તિથી વર્તનારા થાય છે, અને તેઓનેજ વિપુલ (ઘણા) દ્રવ્યની પ્રાપ્તિ થાય છે, તેઓનાજ યશોની વૃદ્ધિ થાય છે અને તેઓનાંજ ધર્માર્થ કામ મોક્ષરૂપી ચતુર્વિધ પુરૂષાર્થ કંહિપણ નષ્ટ થતા નથી જેઓના ઉપર તમારી સુદ્રષ્ટિ છે તેજ પુરૂષ, સપુત સેવક તથા સાધ્વી ભાર્યા વિગેરેથી સમૃદ્ધિવત થઇને કૃતસત્ય થાય છે ૧૪

धर्म्माणिदेविसकलानिसदैवकर्माण्यत्यादृतःप्रतिदिनंसुकृतीकरोति ॥ स्वर्गंप्रयातिचततोभव

तीमसाद्दाल्लोकत्रयेपिफलदानुदेवितेन ॥१५

હે દેવી ! આપની કૃપાથી પૂર્વ જન્મ અર્જિત્ ધર્મને લીધે પુણ્યવાન્ થવાથી, ફરી આ જન્મે, પ્રતિ દિવસે અત્યંત આદર પૂર્વક નિત્ય નૈમિત્તિક એવાં સંપૂર્ણ ધર્મયુક્ત કર્મો કરે છે પછી તમારી કૃપાથીજ આપપર પ્રીતિ થવાના ઉદ્દેશથી જે પુણ્ય કર્મો કરે છે, તેને યોગે ફરીથી તમારી કૃપા થઈને, તે કૃપાને યોગેજ તે સ્વર્ગમાં જાય છે. વિશેષે કરીને તેને મોક્ષની પણ પ્રાપ્તિ થાય છે એ ઉપરથી આપ ત્રૈલોક્યમાં નિશ્ચે મહા ફળ આપનારાં છો. એમા સંશય નથી. ૧૫

दुर्गेस्मृताहरसिभीतिमशेषजंतोः स्वस्थैःस्मृता-

मतिमतीवशुभांददासि ॥ दारिद्र्यदुःखभयहारिणि कात्वदन्यासर्वोपकारकरणायसदार्द्रचित्ता ॥ १६ ॥

તેમ જ હે દુર્ગા ! સંકટ સમય આપનું સ્મરણ કરે એટલે, આપ સર્વ પ્રાણીમાત્રની વિશેષ બીહીક હરણ કરો છો. જે પ્રાણિ સ્વસ્થ ચિત્ત થઇને તમારૂં સ્મરણ કરે છે, તેને તમે અતિ શુભ મતી આપો છો, તો શરણાગતનાં દારિદ્રય દુઃખ તથા ભયનો નાશ કરનારા તમારા સિવાય બીજુ કોણ છે ? કોઇજ નહી, માટે જ કેટલાક જનો સર્વપર ઉપકાર કરવાસારૂ નિરંતર તમારીજ પૂજા કરે છે.

एभिर्हतैर्जगदुपैतिसुखंतथैतेकुर्वंतु नाम नरकाय

चिरायपापं ॥ संग्राममृत्युमधिगम्यदिवंप्रयांतु
मत्वेतिनूनमहितान्विनिहंसिदेवि ॥ १७॥

હે દેવી ! તમારૂં મનોગત એવુ છે કે એ દૈત્યનો મે સંહાર કર્યો જેથી જગતને સુખની પ્રાપ્તી થાય, જે કોઈ દૈત્યો હોય તેઓ નરકની પ્રાપ્તી સારૂ નિરંતર પાપ કર્મો કરે જાય અને કોઇ સંગ્રામમા મરણ પામીને સ્વર્ગે જાય એવા ત્રણ પ્રકારના હેતુ મનમા ધારણ કરીને, તમે આ જગતનું અહિત કરનારા દૈત્યોનો વધ કરો છો.                    ૧૭

दृष्ट्वैवकिंनभवतीप्रकरोतिभस्मसर्वासुरानरिषुयत्प्रहिणोषिशस्त्रं ॥ लोकान्प्रयान्तुरिपवोपिहिशस्त्रपूताइत्थंमतिर्भवतितेष्वहितेषुसाध्वी ।।१८

હે સાધ્વી, તમે માત્ર નજરે જોતાજ અસુરોને ભસ્મ કરનારા નથી કે ? કરશો જ; પરંતુ જે કારણ માટે તમે એ શત્રુઓ પર શસ્ત્ર પ્રહાર કર્યો તેનું કારણ એવું છે કે શત્રુઓએ પણ મારા શસ્ત્રપ્રહારવડે પવિત્ર થઇને, ઉત્તમ ગતિને પામે એવી આપની ઉત્કૃષ્ટ બુદ્ધિ હોવાને લીધે, આપ માત્ર પરોપકાર કરનારા છો; તો ભક્તજનોપર અનુગ્રહ કરો એમાં તો કહેવાનુંજ શું ૧૮

खड्गप्रभानिकरविस्फुरणैस्तथोग्रैः शूलाग्रकान्तिनिवहेन दृशोऽसुराणां ॥ यन्नागता विलयमंशुमदिंदुखण्डयोग्याननं तव विलोकयतां नदेतत् ॥ १९ ॥

એનું અનુગ્રહ કારણ દર્શાવે છે કે અ મૃત કિરણયુક્ત ચન્દ્રમણ્ડલ તુલ્ય જે ત- મારૂ મુખારવિંદ, તે સર્વદા દેવો અવલોકન કરે છે તેમ છતાં, તમારા ખડ્ગના પ્ર ભાનો સમુદાય યદ્યપી સર્વત્ર વ્યાપ્ત થયો તથા આપના શૂલ નામના આયુદ્ધની અ ણીની પણ કાન્તિનો સમૂહ, આડીઅવળી બાજુઓએ વિસર્જન થયો, તથાપિ તેને યોગે દેવોની દૃષ્ટિ લેશમાત્રની પણ સંકુ ચિત થઇ નથી, તો દેવોપર આપનો પુર્ણ અનુગ્રહજ છે એમા સંશય નથી ૧૯

दुर्वृत्तशत्रुसशनननाथदेविशीर्ष्णैतयैतदविचिन्त्य मतुलयमन्यैः ॥ वीर्यंच तृहतदेवपराक्रमाणा वैरिण्यपिप्रकटितैवदयात्वयेत्थम् ॥ २० ॥

તો હે દેવી, દુષ્કર્મ કરનારાઓનાં સર્વ પાપોનો નાશ કરવો એવો આપનો સ્વાભાવિક જ ગુણ છે, વળી આપનું રૂપ અનુપમ્ય હોવાને લીધે, આ પ્રમાણેનું છે એવું બીજા કોઇથી ચિંતન કરવાનું પણ બનતું નથી; અને આપમાં પોતાના પરાક્રમવડે દેવોને પરાજીત કરનારા દૈત્યોનો સંહાર કરવાનું સામર્થ્ય પણ છે બીજાઓમા નથી. મતલબ કે એવા રૂપ તથા પરાક્રમથી તમે દેવાપર દયા કરો છો તે સિદ્ધ છે, પરંતુ દેવોના શત્રુ દૈત્યોપર આપ જે શસ્ત્રપ્રહાર કરો છો, તે તેઓના પાપનો ક્ષય કરવા સારૂ જ કરો છો. એ ઉપરથી એ દૈત્યોપર પણ તમે પોતાની દયા પ્રકટ કરી એવો અંદરનો ભાવાર્થ છે. ૨૦

के.भोपमाभवतुते स्यपराक्रमस्यरूपंच शत्रुभय-
कार्यतिहारोकुत्र ॥ चित्तेकृपासमरनिष्ठुरताच
दृष्टार.यैवदेविवरदेभुवनत्रयेऽपि ॥ २१ ॥

હે વરદ દેવી, તમારા પરાક્રમને ઉ
પમા આપવા સારૂ ત્રૈલોક્યમાં શોધન ક
રતાં કોઇનુ પણ પરાક્રમ જણાતુ નથી,
તેમ જ શત્રુઓને ભયકારક તથા દેવોને
મનોહર એવુ આપના સમાન રૂપ પણ
કોઇ ઠેકાણે નથી શાથી ! એમ પુછશો
તો, નિવેદન કરીએ તે શ્રવણ કરો. કે,
તમારા ચિત્તમાં દેવો બાબત કૃપા છે
એમાં આશ્ચર્ય નથી, પરંતુ જ્યારે દૈત્યો
પર પણ તમારી સ્વભાવિક અંતઃકરણ પૂ
ર્વક કૃપા છે ત્યારે તેઓનો મે ક્રોધથી

સંહાર શા માટે કર્યો ? એમ પુછશો તો કહીએ છીએ કે, યુદ્ધમાં તેઓ બાબત તમે માત્ર બાહ્ય પ્રકારે નિષ્ઠુરતા ધારણ કરી તે આપનાપર નિરંતર આરોપિત માત્ર છે, પરંતુ ખરૂં જોતા આપ સ્વભાવિક નિષ્ઠુર (દયાહિન નથી) ૨૧

त्रैलोक्यमेतदखिलरिपुनाशनेनत्रातंत्वयासमर मूर्धनितेपिहत्वा ॥ नीतादिवरिपुगणाभ र मध्यपास्तमस्माकमुन्मदसुरारिभवंनमस्ते २२

તો હે દેવી, તમે રણભૂમિમાં શત્રુઓનો સંહાર કરીને, એ શત્રુ ગણોને સ્વર્ગે પહોચાડયા એમ હશે, પરંતુ એ રિપુઓના નાશે કરીને, તમે આ સંપુર્ણ ત્રૈલોક્યનું સંરક્ષણ કર્યું તેને યોગે, એ મહો-

ન્મત્ત દૈત્યોનો અમને જે ભય હતો તે સર્વથા નહીં જેવો કર્યો એ, અમપર આપનો અતિ ઉપકાર થયો તેનો પ્રત્યુપકાર કરવાનું અમમા શું સામર્થ્ય છે? કાંઇ નથી, તો અમે તમને માત્ર નમસ્કાર જ કરીએ છીએ. ૨૨

शूलेनपाहिनोदेविपाहिखड्गेनचाम्बिके ॥
घंटास्वनेननःपाहिचापज्यानिःस्वनेनच ॥२३॥

હે દેવી તમે તમારા શૂલવડે અમારૂં રક્ષણ કરો હે અંબિકે તમે તમારા ખડ્ગવડે અમને અભય આપો ઘંટાનાદ તથા ધનુષ્યના ટંકારવડે તમે અમને સર્વદા આનંદ આપો. ૨૩

प्राच्यांरक्षप्रतीच्यांचचंडिकेरक्षदक्षिणे ॥

भ्रामणेनात्मशूलस्यउत्तरस्यांतथेश्वरि ॥२४॥

હે ચંડિકા, પૂર્વ, પશ્ચિમ તથા દ-
ક્ષિણ દિશાએ તમે અમારૂ રક્ષણ કરો.
હે ઇશ્વરી, તમે પોતાના શૂલના ભ્રમણવડે
અમારૂ ઉત્તર દિશામા રક્ષણ કરો. ૨૪

सौम्यानियानिरूपाणित्रैलोक्येविचरंतिते ॥
यानिचात्यंतघोराणितैरक्षस्मांस्तथाभुवं २५

આ ત્રૈલોક્યમા ઉત્પત્તિ તથા સ્થિ
તિરૂપે વ્યાપાર કરતાં થકાં, સૌમ્યરૂપે તથા
સહારરૂપે વ્યાપાર કરનારા ઘોરરૂપે છો તે
વડે તમે અમારૂ તથા આ પૃથ્વીનુ સંર
ક્ષણ કરો. ૨૫

खड्गशूलगदादीनियानिचास्त्राणितेम्बिके ॥
करपल्लवसंगीनितैरस्मान्रक्षसर्वतः ॥ २६ ॥

હે અંબિકા, ખડ્ગ, શૂલ તથા ગદા વગેરે જે શસ્ત્ર આપના વૃક્ષપલ્લવતુલ્ય હસ્તોમાં છે, તે વડે તમે અમારૂં સર્વત્ર રક્ષણ કરો. ૨૬

॥ ऋषिरुवाच ॥

एवंस्तुतासुरैर्दिव्यैःकुसुमैर्नंदनोद्भवैः ॥
अर्चिताजगतां धात्रीतथागंधानुलेपनैः ॥२७॥

ઋષિ કહે છે–એ પ્રકારે દેવોએ ઉક્ત સ્તોત્રવડે એ દેવીની સ્તુતિ કરી, પોતાના નંદનવનમાંના દિવ્ય પુષ્પો તથા સુગંધ યુક્ત ચંદનના અનુલેપનવડે એ જગન્માતાની પુજા કરી ૨૭

भक्त्यासमस्तैस्त्रिदशैर्दिव्यैर्धूपैस्तुधूपिता ॥
प्राहप्रसादसुमुखीसमस्तान्प्रणतान्सुरान् ॥ २८

એ સમસ્ત દેવોએ પ્રેમ લક્ષણા ભક્તિથી દિવ્ય ધુપવડે તેમનુ સર્વાંગ ધુપ યુક્ત કર્યું એ સમય એ જગદંબા પ્રસન્ન-મુખાં થઇને, એ નમ્ર થએલા સમસ્ત દેવ ગણોને કહેવા લાગ્યા. ૨૮

॥ देव्युवाच ॥

त्रियतांत्रिदशाःसर्वेयदस्मत्तोऽभिवांछितं ॥

॥ देव्युवाचः ॥

भगवत्याकृतंसर्वंनकिंचिदवशिष्यते ॥ २९ ॥

કે, હે દેવો, તમને જે ઇચ્છિત હોય તે વરદાન તમે સઘળાએ મારી પાસેથી માગી લેવું એવુ દેવીનું વાક્ય સાંભળતાંજ દેવો કેહેવા લાગ્યા કે, હે ભગવતી, તમે અમારા સફળ મનોરથ પુર્ણ કર્યા. હવે

િ ચિત કાર્ય અવશેષ રહ્યુ નથી.    ૨૯

इत्थयनिहतःशत्रुरस्माकंमहिषासुरः ॥
यदिचापिवरोदेयस्त्वयास्माकमहेश्वरि ॥३०॥

મહિષાસુરના વધરૂપી અમારે જે કાર્ય કર્તવ્ય હતુ તે તેનો સંહાર કરીને તમે પુર્ણ કર્યુ હે મહેશ્વરી, જો એ સિવાય તમે અમને કઇ બીજુ વરદાન આપવાના હો.    ૩૦

संस्मृतासस्मृतात्वनोहिंसेथाःपरमापदः ॥
यश्चमर्त्यःस्तवैरेभिस्त्वांस्तोष्यत्यमलानने ॥३१

તો એવુ આપો કે, જે જે સમય અમે તમારૂ વારવાર સ્મરણ કરીએ, તે તે સમય તમે અમારા દુખોનો પરિહાર કરો. હે નિષ્કલંક ચદ્રવદની દેવી, જે મનુષ્ય

તમારા આ સ્તોત્રનુ સ્તવન કરે ૩૧

तस्यवित्तर्धिविभवैर्धनदारादिसंपदां ॥
वृद्धयेस्मत्प्रसन्नात्वंभवेथाःसर्वदाम्बिके ॥३२

તેના જ્ઞાનની વૃદ્ધિ, ઐશ્વર્ય, ધન તથા સ્ત્રીપુત્રાદિક અનુકૂલ સંપત્તિની વૃદ્ધિ આપવા છતા, હે અંબિકા તમે અમારાપર પ્રસન્ન થયા તેવાં જ તેના પર થજો. ૩૨

॥ ऋषिरुवाच ॥

इतिप्रसादितादेवैर्जगतोर्थेतथात्मनः ॥
तथेत्युक्त्वाभद्रकालीबभुवांतर्हितानृप ॥ ३३ ॥

ઋષિ કહે છે-હે રાજા, એ પ્રકારે દેવોએ પોતાના તથા જગતના કાર્ય્ય એ દેવીને પ્રસન્ન કરીને, વરદાન બાબત પ્રાર્થના કરી તે સમય એ ભદ્રકાલી તથા-

સ્તુ કહીને અંતર્ધાન પામ્યાં. ૩૩

इत्येतत्कथितंभूपसंभुतासायथापुरा ॥
देवीदेवशरीरेभ्योजगत्त्रयहितैषिणी ॥ ३४ ॥

હે ભૂપતિ, એ પ્રમાણે એ દેવી ત્રૈલોક્યહિતાર્થે પૂર્વે સર્વ દેવોનાં શરીરથકી ઉત્પન્ન થયા તે મે તને કહ્યું. ૩૪

पुनश्चगौरीदेहात्सासमुद्भूतायथाभवत् ॥
वधायदुष्टदैत्यानांतथाशुंभनिशुंभयोः ॥३५॥

તોપણ ફરીથી એ દેવી શુંભ નિશુંભ નામના દૈત્યો તથા તેમના અનુસંગી જે બીજા દુષ્ટ દૈત્યો હતા તેઓના વધને અર્થે ગૌરી દેવીના શરીરથકી ઉત્પન્ન થઇને. ૩૫

रक्षणायचलोकानांदेवानामुपकारिणी ॥
तच्छृणुष्वमयाख्यातंयथावत्कथयामिते ॥३६

તેમણે જે પ્રમાણે સર્વ લોકનું સંરક્ષણ કરીને દેવોપર ઉપકાર કર્યો, તે ઉપકાર હું મારી બુદ્ધિ પ્રમાણે તને કહું તે શ્રવણ કર. ૩૬

इति मार्कण्डेयपुराणे सावर्णिकेमन्वतंरेदेवीमहात्म्येशक्रादिस्तुतिर्नामचतुर्थोऽध्यायः ॥४॥

ઇતી શ્રીમાર્કંડેય પુરાણે ઇંદ્રાદિ દેવ સ્તુતિ મહિષાસુર વધોનામ સાર્થ ચતુર્થો અધ્યાય. ૪

॥ श्रीगणपतिर्जयति ॥

उत्तमचरितस्यरुद्रऋषिः ॥ महासरस्वती देवता ॥ अनुष्टुप् छंदः ॥ भीमाशक्तिः ॥ भ्रामरीबीजं ॥ सूर्यस्तत्वं ॥ सामवेदःस्वरूप ॥ महासरस्वतीप्रीत्यर्थउत्तमचरितजपेविनियोगः घंटाशूलहलानिशंखमुसलेचक्रंधनुः सायकं ॥ हस्ताब्जैर्दधतींघनान्तविलसच्छीतांशुतुल्यप्रभां ॥ गौरीदेहसमुद्भवांत्रिनयनामाधारभूतां महापूर्वामत्र सरस्वतीमनुभजेच्छुंभादिदैत्यार्दिनीम् ॥

॥ ऋषिरुवाच ॥

पुराशुंभनिशुंभाभ्यामसुराभ्यांशचीपतेः ॥
त्रैलोक्यंयज्ञभागाश्चहृतामदबलाश्रयात् ॥१॥

ગયા અધ્યાયમાં બુદ્ધિ પ્રમાણે કહું છું. એવી રૂષિએ જે પ્રતિજ્ઞા કરી તે બાબત આ પાચમા અધ્યાયમા એ ઋષિ ઇતિહાસ કથન કરે છે કે, પુર્વે કશ્યપથકી ઉત્પન્ન થએલા દનુને ઠેકાણે નમુચિ નામના દાનવના મોટા ભાઇ શુંભ તથા નિશુંભ ઉત્પન્ન થયા એ બેઉ મહા ગર્વીષ્ટ તથા બલાઢય અસુરોએ, ઈંદ્રના ત્રૈલોક્ય તથા યજ્ઞભાગનુ હરણ કર્યું. ૧

तावेवमूर्यतांतद्वदधिकारंतथैंदवं ॥
कौवेरमथयाम्यंचचक्रातेवरुणस्यच ॥ २ ॥
तावेवपवनर्द्धिंचचक्रतुर्वह्निकर्मच ॥
ततोदेवाविनिर्धूताभ्रष्टाराज्याःपराजिताः॥३॥

તે એમ કે, એ શુંભનિશુંભ સૂર્યના

સ્થાન હરણ કરીને, તેમનો પ્રકાશ તથા અધિકાર પોતે જ કરવા લાગ્યા. ચંદ્ર, કુબેર, યમ તથા વરૂણ વગેરેના સકળ અધિકાર તેઓ પોતાની જાતે, તે તે સ્થાનોએ રહીને કરવા લાગ્યા વાયુની સર્વત્ર વ્યાપકરૂપ સમૃદ્ધિ તથા અગ્નિની સર્વ દાહક, પાચક તથા પ્રકાશરૂપ શક્તિ વગેરે એ બન્નેએ ધારણ કર્યા. એ સમય સર્વ દેવો સર્વાધિકાર રહિત રાજભ્રષ્ટ થયા છતાં પરાજીત ( હારેલા ) થયા. ૩

हृताधिकारास्त्रिदशास्ताभ्यांसर्वेनिराकृताः ॥
महासुराभ्यांतांदेवींसंस्मरंत्यपराजिताम् ॥४॥

એ રીતના મહા અસુરોએ દેવોના સકળ અધિકાર હરણ કરીને તથા એ સ

ર્ગને સ્વર્ગ સ્થાનમાંથી ભ્રષ્ટ કરીને કહાડી મેલ્યા એ વખત સર્વત્ર અજીત એવાં દેવી વિષેની સર્વ દેવોને સ્મૃતિ (યાદ) આવી ૪

तयास्माकंवरोदत्तोयथापत्सुस्मृताखिलाः
भवतांनाशयिष्यामितत्क्षणात्परमापदः ॥५॥

તે એવી કે એ દેવીએ અમને પ્રથમ વરદાન આપ્યું હતું કે, હે સમગ્ર દેવો, જે સમય તમને વિપત્તિ પ્રાપ્ત થાય, તે સમય તમે મારૂં સ્મરણ કરશો એટલે હું તમારી સકળ મહા વિપત્તિઓનો તત્કાલ નાશ કરીશ ૫

इतिकृत्वामतिंदेवाहिमवन्तंनगेश्वरं ॥
जग्मुस्तत्रततोदेवींविष्णुमायांप्रतुष्टुवुः ॥६॥

એવું તેમણે આપણને આશ્વાસન (વચન) આપ્યુ હતું, માટે હાલમાં તેમનેજ શરણે જવુ એવો નિશ્ચય કરીને, તે સર્વ દેવો સકળ પર્વતોમા શ્રેષ્ઠ એવા હિમાલય પર્વતે ગયા, કારણ કે એ હિમાલય એ ભવાનીનુ ઉત્પત્તિ સ્થાન છે માટે ત્યા જઇને, તે દેવો એ વિષ્ણુની માયા રૂપીણી દેવીની સ્તુતિ કરવા લાગ્યા. ૬

॥ देवा ऊचुः ॥

नमोदेव्यैमहादेव्यैशिवायैसततंनमः ॥
नमःप्रकृत्यैभद्रायैनियताःप्रणताःस्मतां ॥७॥

તે એમ કે, જેમની કાન્તિ સર્વત્ર વ્યાપ્ત છે એવા દેવીને તથા એ બ્રહ્માદિકોને પણ સૃષ્ટિ (જગદોત્પત્તિ) વગેરે

વ્યવહાર કરવા બાબત પ્રવૃત્ત કરેછે એવાં મહાદેવીને નમસ્કાર હજો; તેમ જ કલ્યાણ-રૂપીણી જે શીવા ( પાર્વતી ) તેમને પણ અમારો નિરંતર નમસ્કાર હજો, વળી જગતની ઉત્પત્તિ કરનારા મૂલ પ્રકૃતિને તથા રક્ષણ કરનારાં આદિ શક્તિને, અમે નમસ્કાર પુર્વક સાવધચિત્ત થયાથકા અત્યંત નમ્ર થયા છીએ ૭

रौद्रायैनमोनित्यायैगौर्यैधात्र्यैनमोनमः ॥
ज्योत्स्नायैचेंदुरूपिण्यैसुखायैसततंनमः ॥८॥

પ્રલયકાળે જગતનો સંહાર કરનારાં રૌદ્રશક્તિ, સર્વકાળ એકરૂપે રહેનારાં નિત્યાખ્યશક્તિ, સંપૂર્ણ જગતને ઉદરમાં ધારણ કરનારા ગૌરી તથા સર્વને આધાર-

ભૂત ધાત્રીને અમારો વારંવાર નમસ્કાર હજો; અને ચંદ્રની કાન્તિરૂપીણી છતાં ચંદ્રરૂપીણી છતાં પોતાના ભક્તોને પરમાનંદ સુખરૂપીણી છે, તેમને પણ અમારો નિરંતર નમસ્કાર હજો. ૮

**कल्याण्यैप्रणताबृद्ध्यैसिद्ध्यैकूर्म्यैनमोनमः ॥**
**नैर्ऋत्यैभूभृतांलक्ष्म्यैशर्वाण्यैतेनमोनमः ॥ ९ ॥**

તેમજ જે સર્વદા નમ્ર થઇને શરણે આવે છે, તેમનું કલ્યાણ કરનારાં છતા, તેના ઐશ્વર્યની પણ વૃદ્ધિ કરે છે, તથા તેનાં સર્વ કાર્યોની સિદ્ધિ કરનારાં છતાં, જે કૂર્મ (કાચબા) રૂપીણી છે, એવાં સર્વરૂપ દેવીને, અમારો પૃથક્ પૃથક્ નમસ્કાર હજો. એ રીતે જે નિઋતી (ઉત્પાત્ત કારક) દેવરૂપીણી છતાં, શિવ શક્તિરૂપે

પણ હોવાને લીધે, સર્વ પૃથ્વીપતિ રાજાઓની રાજ્યલક્ષ્મી છે, તેને પણ અમારો વારંવાર નમસ્કાર હજો. ૯

दुर्गायै दुर्गपारायैसारायैसर्वकारिण्यै ॥
ख्यात्यैतथैवकृष्णायैधूम्रायैसततंनमः ॥१०॥

જેમના રૂપનો અંત દુઃખથી પણ પ્રાપ્ત થવાને અશક્ય એવાં દુર્ગા, જે મહા બલવતી હોવાને લીધે દુસ્તર (તરવાને અશક્ય) સંસારસાગર થકી પાર કરે છે વગેરે ભક્તોનાં કાર્યો કરનારાં છતા પ્રકૃતિપુરૂષના ભેદજ્ઞાનરૂપ જે ખ્યાતિરૂપે દેવ, તથા જેકૃષ્ણ શક્તિ તથા ધૂમ્રવર્ણું શક્તિ છે તેમને પણ અમારો પૃથક્ પૃથક્ નમસ્કાર હજો. ૧૦

अतिसौम्यातिरौद्रायैनतास्तस्यैनमोनमः

नमोजगत्प्रतिष्ठायैदेव्यैकृत्यैनमोनमः ॥११॥

વિદ્યારૂપે સંસાર દુઃખ શમન કર નારા છતા અતિ સૌમ્ય, તથા અવિદ્યા રૂપે સંસાર સાગરનાં હેતુભૂત હોવાથી અતિ ભયંકર છે તે બન્નેને અમે અતિ નમ્ર હોતાથકા, વારંવાર નમસ્કાર કરીએ છીએ, જે જગતનું ઉપાદાન કારણ છે તે તથા દેવશક્તિ અને ક્રિયાશક્તિને પણ અમારો નમસ્કાર હજો.　　૧૧

यादेवीसर्वभूतेषुविष्णुमायेतिशब्दिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥१२॥

તેમ જ સર્વ પ્રાણીમાત્રમાં વિષ્ણુની માયારૂપે વ્યાપ્ત હોવાને લીધે જેમના શબ્દો જ સદ્વિદ્યારૂપી શાન્તવેદ તે જેણે

પ્રતિપાદન કર્યો છે, તે દેવીને અમારા કાંઉક, વાચક તથા માનસિક એવા ત્રણ પ્રકારના ત્રણ નમસ્કાર હજો એમ દર્શાવ્યુ (એજ પ્રમાણે આવતા દરેક શ્લોકમા જાણવું.) ૧૨

यादेवोसर्वभूतेषुचेतनेत्यभिधीयते ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१३॥

જે દેવી સર્વ ભૂતમાત્રમાં નિર્વીકાર ચૈતન્યરૂપે છે એમ કહે છે, તે દેવીને પુર્વોક્ત પ્રકારે અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ ૧૩

यादेवीसर्वभूतेषुबुद्धिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ ४॥

જે દેવી સર્વ ભૂતોમાં નિશ્ચયાત્મક

બુદ્ધિરૂપે સ્થિત છે, તેમને એમ ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ ૧૪

यादेवीसर्वभूतेषुनिद्रारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥१५॥

જે દેવી સર્વ ભૂતમાં નિદ્રારૂપે સ્થિત છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ૧૫

यादेवीसर्वभूतेषुक्षुधारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥१६॥

જે દેવી સર્વ ભૂત માત્રમાં ક્ષુધારૂપે હોય છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ૧૬

यादेवीसर्वभूतेषुच्छायारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥१७॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રપર સંસાર તાપની શાન્તિને અર્થે પોતાના સ્વરૂપની છાયા કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ૧૭

यादेवीसर्वभूतेषुशक्तिरूपेण संस्थिता ॥
नमस्तयैनमस्तस्यैनमस्तयै नमोनमः ॥१८॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં કાર્ય કરવાના સામર્થ્યરૂપે સ્થિત છે તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ૧૮

यादेवीसर्वभूतेषुतृष्णारूपेण संस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१९॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં પારકી વસ્તુ પ્રાપ્ત થવાની ઇચ્છારૂપથી સ્થિત છે. તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ.

यादेवीसर्वभूतेषुक्षान्तिरूपेण संस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ।।२०॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં ક્ષમા-રૂપે હોય છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ  २०

यादेवीसर्वभूतेषुजातिरूपेण संस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥२१॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમા ગોત્રમા ગોત્રાદિ જાતિરૂપે હોય છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ.  २१

यादेवीसर्वभूतेषुलज्जारूपेण संस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥२२॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમા સ્વધર્મ ત્યાગ તથા પરધર્મના સ્વીકાર બાબત લ-

જ્યારૂપે હોય છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ ૨૨

यादेवीसर्वभूतेषुशांतिरूपेण संस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥२३॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં ઇંદ્રિય નિગ્રહરૂપે શાન્તિરૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ૨૩

यादेवीसर्वभूतेषुश्रद्धारूपेणसंस्थिताः ॥
नमस्तस्यैनमस्तयैनमस्तस्यैनमोनमः ॥२४ ।

જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં સત્પુરૂષોના વાક્યરૂપ આસ્તિક્ય બુદ્ધિરૂપે વાસ કરે છે. તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ૨૪

याद्देवी सर्वभूतेषुक्रांतिरूपेण संस्थिता ॥

नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥२५॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં કાન્તિરૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ૨૫

यादेवीसर्वभूतेषुलक्ष्मीरूपेण संस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२६॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં સંપત્તિરૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ, ૨૬

यादेवीसर्वभूतेषुवृत्तिरूपेण संस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥२७॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં ઉપજીવન વૃત્તિરૂપથી વાસ કરે છે, તેમને અમે ત્રિ-વિધ નમસ્કાર કરીએ છીએ, ૨૭

यादेवीसर्वभूतेषुस्मृतिरूपेण संस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥२८॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમા સ્મૃતિરૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ૨૮

यादेवीसर्वभूतेषुदयारूपेण संस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्यै नमोनमः ॥२९॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં દયારૂપે વાસ કરે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ૨૯

यादेवी सर्वभूतेषुतुष्टिरूपेण संस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तयै नमोनमः ॥३०॥

જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં તુષ્ટિરૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર

કરીએ છીએ. ૩૦

यादेवीसर्वभूतेषुमातृरूपेणसंस्थिताः ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥३१॥

જે દેવી સકલભૂતમાત્રમાં માતૃરૂપે સ્થિત છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ૩૧

यादेवीसर्वभूतेषुभ्रांतिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः॥३२॥

તથા જે દેવી સર્વ ભૂતમાત્રમાં ભ્રાન્તિરૂપે સ્થિત હોય છે, તેમને અમારા પ્રથમ કહ્યા પ્રમાણેના ત્રિવિધ નમસ્કાર હજો. ૩૨

इंद्रियाणामधिष्ठात्रीभूतानांचाखिलेषुया ॥
भूतेषुसततंतस्यैव्याप्त्यैदेव्यै नमोनमः ॥३३॥

તેમજ જે સંપૂર્ણ પ્રાણીમાત્રની જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયોનાં અધિષ્ઠાતા દેવ હોવાને લીધે, એ ઇંદ્રિઓને સ્થૂલ તથા સૂક્ષ્મ વિષયોમા પ્રવૃત્ત કરે છે, તથા જે સકળ ભૂતમાત્રમાં સતત (નિરંતર) અંતર્બાહ્ય વ્યાપ્ત છે, તે દેવીને અમારો વારંવાર નમસ્કાર હજો. ૬૩

चतिरूपेणयाकृत्स्नमेतद्व्याप्यस्थिता जगत् ॥
मस्तस्यैनमस्तस्यैनमस्तस्यै नमोनमः ॥३४॥

જે ચિચ્છક્તિ (ચિત્ત=શક્તિ) રૂપે સકળ જગતમાં વ્યાપેલાં છે, તે દેવીને પણ પ્રથમ કહ્યા પ્રમાણે અમે નમસ્કાર કરીએ છીએ. ૩૪

षुसेविता ॥ करोतुसानः शुभहेतुरीश्वरी शु·
भानिभद्राण्यभिहन्तुचापदः ॥३५॥

જેમની પ્રથમ બ્રહ્માદિ દેવે સ્તુતિ કરી, જેમણે મહિષાસુરનો વધ કર્યો, જેમની ઇંદ્રે ફરીથી અભિષ્ટ ફલથી પ્રાપ્તિને અર્થે પ્રતિ દિવસે સેવા કરી, એવા સકળ કલ્યાણના હેતુભૂત ઇશ્વરી, અમારી સકળ વિપત્તાનો નાશ કરીને, અમારૂં અતિ પ્રકારે અતિ કલ્યાણ કરો ૩૫

यासांप्रतंचोद्धतदैत्यतापितैरस्माभिरीशाच
सुरैर्नमस्यते ॥ याचस्मृतातत्क्षणमेवहंतिनःस·
र्वापदोभक्तिविनम्रमूर्तिभिः॥ ३६ ॥

હાલમા અમને સમસ્ત દેવોનો, ઉન્મત્ત દૈત્યોએ અતિ તાપ દીધાને લીધે,

અમે સૌએ મળીને જે ઇશ્વરીને વારવાર વંદન કર્યું, તે, ભક્તિપૂર્વક અંત:કરણથી નમ્ર થઇને અમે સ્મરણ કરીએ છીએ એટલે અમારી સકળ વિપત્તિઓનો નાશ કરે છે. ૩૬

॥ ऋषिरुवाच ॥

एवंस्तवादियुक्तानांदेवानांतत्रपार्वति ॥
स्नातुमभ्याययौतोयेजाह्नव्यानृपनंदन ॥३७॥

ઋષિ કહે છે, હે રાજપુત્ર, એ રીતે દેવોએ જે સમય દેવીનુ નમસ્કારયુક્ત સ્તવન કર્યું, તે સમય કૈલાસ પર્વતપર જાન્હવીના જળમાં સ્નાન કરવાસારૂ પાર્વતીદેવી આવ્યા હતાં, તે તે દેવોને પ્રાપ્ત થયા ૩૭

साब्रवीत्तान्सुरान्सुभ्रूर्भवद्भिःस्तूयतेत्रका ॥

शरीरकं. ग.श्वास्याःसमुद्भूताब्रवीच्छिवा ॥३८॥

તે સમય એ દેવી પ્રસન્ન દ્રષ્ટિથી એ દેવોને અવલોકન કરીને બોલ્યા કે, હે દેવો, તમે અહીં આવીને કોની સ્તુતિ કરો છો? હુ તમને આ ઠેકાણે પ્રાપ્ત થઈ તેમ છતા, તમે મારી સાથે ભાષણ ન કરતા બીજાની સ્તુતિ કરો છે, તો મારા થકી બીજુ કોણ છે? તેમણે એ રીતનો પ્રશ્ન પુછયો, તથાપિ તેઓને એ દેવીએ પુછેલા પ્રશ્નનો અભિપ્રાય સમજાણો નહિ તે જોઇને તત્કાલ અંબિકા દેવી, એ પાર્વતીના શરીરરૂપી ઘરમાથી સત્વગુણ પ્રધાનભૂત અંશથી પ્રગટ થયા, તેથી જેને શિવાસંજ્ઞા છે તે, પાર્વતીને કહે છે. ૩૮

स्तोत्रंममैतत्क्रियतेशुंभदैत्यनिराकृतैः ॥
देवैःसमेतैः समरेनिशुंभेनपराजितैः ॥ ३९ ॥

કે, હે પાર્વતી, પ્રથમ જે દેવોને નિશુંભ દૈત્યે રણભૂમિમા પરાજીત કર્યો, તે સર્વે દેવોએ એકત્ર મળીને મારૂ જ સ્તોત્ર કર્યું તમારૂં નહિં. ૩૯

शरीरकोशाद्यत्तस्याः पार्वत्यानिःसृतांबिका ॥
कौशिकीतिसमस्तेषुततोलोकेषुगीयते ॥४०॥

ઋષિ કહે છે, એવુ ભાષણ કરનારાં અંબિકા, જે કારણ સારૂ એ પાર્વતીના શરીર કોશથકી આવિર્ભૂત થયાં, તે કારણથી તેમને સકળ લોકોમાં કૌશિકી કહે છે ૪૦

तस्यांविनिर्गतायांतुकृष्णाभूत्सापिपार्वति ॥

कालिकेतिसमाख्याताहिमाचलकृताश्रया ४१

એવાં ગૌરવર્ણયુક્ત સત્વગુણ પ્રધાન દેવી, પાર્વતીના શરીરથકી બાહેર નિકળ્યાને લીધે, એ પાર્વતી તમોગુણપ્રધાન વિશક્તિ હોવાઉપરથી કૃષ્ણવર્ણ થયાં, માટે તે કાલિકા નામે પ્રખ્યાત થઇને, હિમાચલનો આશ્રય કરીને રહ્યા ત્યારથી મહાદેવને પણ કાલિકાપતિ એવુ નામ પ્રાપ્ત થયું. ૪૧

ततोंबिकापरंरूपंबिभ्राणासुमनोहरं ॥
ददर्शचण्डोमुण्डश्चभृत्यौशुंभनिशुंभयोः ॥४२॥

પછી જે અંબિકા, પાર્વતીના શરીરથકી નિકળ્યાં હતાં તેમણે પરમ સર્વોત્કૃષ્ટ એવું મનોહર રૂપ ધારણ કર્યું. તે

સમય ત્યાં શુંભનિશુંભના ચંડમુંડ નામના સેવકો હતા, તેઓએ એ અંબિકાનું અપ્રતિમ ( જેનો જોડો નહિં તેવુ ) રૂપ દેખ્યુ ૪૨

ताभ्यांशुंभायचाख्यातासातीवसुमनोहरा ॥
काप्यास्तेस्त्रीमहाराजभासयंतीहिमाचलं ४३

તે વખતે એ બન્નેએ ત્યાંથી જઈને શુંભને વિદિત કર્યું કે હે મહારાજ ! હિમાલયપર કોઇએક અત્યંત મનોહર રૂપવતી સ્ત્રી છે, તે પોતાની કાન્તિથી એ હિમાચલને પણ શોભાવે છે ૪૩

नैवतादृक्क्वचिद्रूपंदृष्टंकेनचिदुत्तमं ॥
ज्ञायतांकाप्यसौदेवीगृह्यतांचासुरेश्वर ॥४४॥

તો એ પ્રમાણેનું ઉત્તમ રૂપ કોઇએ

કદાપિ પણ અવલોકન કર્યું નહીં હોય, માટે હે અસુરેશ્વર! તમે મનુષ્યરૂપે ત્યા જઇને, એ દેવી કોણ છે? એવો શોધ કરીને, તેનો અંગિકાર કરો ૪૪

स्त्रीरत्नमतिचार्वंगोद्योतयतीदिशस्त्विषा ॥
सातुतिष्ठतिदैत्येंद्रतांभवान्द्रष्टुमर्हति ॥ ४५॥

કારણ કે, તે અત્યુત્તમ સ્ત્રીઓમાં કેવલ રત્નતુલ્ય હોવાથી, પોતાના સ્વરૂપની કાન્ત થી દશે દિશાઓ પ્રકાશિત કરતી થકી અદ્યાપિ હિમાચલપર છે. માટે દૈત્યેંદ્ર! તે તમારે દર્શન કરવાને યોગ્ય હોવાને લીધે, તમારે તેને અવલોકન કરીને, તેનો સ્વીકાર કરવો જોઇએ. ૪૫

यानिरत्नानिमणयोगजाश्वादिनिवैप्रभो ॥

त्रैलोक्येतुमम स्तानिसाम्प्रतभांतितेगृहे ॥४६॥

રૂપે એ કેવલ રત્નતુલ્ય છે તો અમને શી રીતે સાધ્ય થશે? એવી આપ મનમા શકા કરશો નહીં, કારણ કે હે પ્રભુ! ( અન્નદાતા ), ત્રૈલોક્યના જે રત્ન-જાતિ શ્રેષ્ઠ એવા ગજાશ્વાદિ ( હાથી, ઘોડા વિગેરે ) રત્નો તથા મણિ છે. તે સરવે હાલમા તમારાજ ઘરમા-શોભે છે ૪૬

ऐरावतःसमानीतोगजरत्नंपुरंदरात् ॥
पारिजाततरुश्चायंतथैवोच्चैःश्रवाहयः ॥४७॥

તે એવા કે, તમે પુરદર નામના ઇંદ્રનો પરાજય કરીને, તેનુ હસ્તી રત્ન ઐરાવત, વૃક્ષરત્ન પારિજાતક તથા અશ્વ-રત્ન ઉચ્ચૈશ્રવા, એ ત્રણ હરણ કરીને

આવ્યા છો ૪૭

विमानहंससंयुक्तमेतत्तिष्ठतितेंगणे ॥
रत्नभूतमिहानीतयदासीद्वेधसोद्भुतं ॥४८॥

તમને વરદાન આપનારા બ્રહ્મદેવનુ જ રત્નજડિત હંસયુક્ત વિમાન પણ તમે લાવ્યા છો, કે જે તમારૂ આંગણુ શોભાવે છે, તો એથી બીજી નવાઇ શી? ૪૮

निधिरेषमहापद्मःसमानीतोधनेश्वरात् ॥
किंजल्किनींददौचाब्धिर्मालामम्लानपंकजां४९

કુબેર પાસેથી મહાપદ્મ દ્રવ્યનો ભંડાર લાવ્યા, તે વખત તમારાથી ડરીને સમુદ્રે પણ કિંજલ્કિની નામની સ્વચ્છ કમળોની માળા તમને આપી. ૪૯

छत्रंतेवारुणगेहेकांचनस्त्रावितिष्ठति ॥

तथायंस्यंदनवरोयःपुरासोत्प्रजापतेः ॥५०॥

આપણા ભુવનમા સુવર્ણની વૃષ્ટિ કરનારૂં વરૂણનું છત્ર પણ છે, તેમજ જે ઉત્તમ રથપર થમ દક્ષ પ્રજાપતિ પાસે હતો તેજ ઉત્તમ રથ પણ હાલમા આપની પાસે છે ૫૦

मृत्योरुत्क्रांतिदानामशक्तिरीशत्वयाहृता ॥
पाशःसलिलराजस्यभ्रातुस्तवपरिग्रहे ॥५१॥

હે અસુરેશ! સકળ પ્રાણીમાત્રને મરણ આપનારી જે મૃત્યુની શક્તિ તેપણ તમેજ હરણ કરી છે, તથા જળના રાજા વરૂણનો પાશ (જાળ) પણ આપના બંધુએ ધારણ કર્યો છે. ૫૧

निशुंभस्याब्धिजाताश्चसमस्तारत्नजातयः ॥

वन्हिरपिददौतुभ्यमग्निशौचेचवासमी ॥५२॥

અને સમુદ્રથકી ઉત્પન્ન થએલાં જે સમસ્ત રત્નો, તે પણ આપના બંધુ નિ-શુંભ પાસે છે; તેમ જ અગ્નિસ્પર્શથી દગ્ધ ન થતા નિર્મળ થનારાં એ વસ્ત્રો, તમને અગ્નિએ આપ્યા છે  ૫૨

एवंदैत्येंद्ररत्नानिसमस्तान्याहृतानिते ॥

स्त्रीरत्नमेषाकल्याणीत्वयाकस्मान्नगृह्यते ॥५३॥

હે દૈત્યેંદ્ર! એ પ્રકારનાં સમસ્ત રત્નો તમે હરણ કરીને લાવ્યા, પરંતુ કલ્યાણ-કારક સ્ત્રીરત્ન તમે શા કારણથી મેળવતા નથી? તો એ સ્ત્રીરત્ન મેળવવું આપને યોગ્યજ છે.  ૫૩

॥ ऋषिरुवाच ॥

निशम्येतिवचःशुंभःसतदाचण्डमुडयोः ॥
प्रेषयामाससुग्रीवं तंदेव्यामहासुरं ॥ ५४ ॥

ઋષિ કહે છે એ રીતના એ ચંડ મુંડનાં વાક્યો સાભળતાંજ, શુંભે, પોતાનો સુગ્રીવ નામનો મહા અસુર દૂત (સેવક) હતો, તેને એ દેવીની પાસે તત્કાલ મોકલ્યો. ૫૪

इतिचेतिचवक्तव्यासागत्वावचनान्मम ॥
यथाचाभ्येतिसंप्रीत्यातथाकार्यंत्वयालघु ५५

તે એવી રીતે કે, જે સમય એ દૂત દેવી પાસે જવાને નીકળ્યો, તે સમય તેને શુંભે એવુ કહ્યું કે, તું ત્યા જઇને, તે દેવીને મારા શીખવ્યા પ્રમાણેના મધુર

વાક્યોથી કહેજે કે, તે વાક્યો સાંભળતાજ તે અતિ પ્રસન્ન થઇને મારી પાસે સત્વર (તાકીદથી) આવે એવું કામ કર. ૫૫

सतत्रगत्वायत्रास्तेशैलोद्देशेतिशोभने ॥
तांचदेवींततःप्राहश्लक्ष्णंमधुरयागिरा ॥ ५६ ॥

એ રીતની શુંભની આજ્ઞા લઇને, એ દુત એ પર્વત પરના જે અતિ સુશોભિત સ્થલે એ દેવી હતા ત્યાં જઇને, એ સુગ્રીવ એ દેવીને હળવેથીજ સયુક્તિક મધુર વાણીથી આ પ્રમાણે કહેવા લાગ્યો ૫૬

॥ दूतउवाच ॥

देविदैत्येश्वरःशुम्भस्त्रैलोक्येपरमेश्वरः ॥
दूतोहंप्रेषितस्तेनत्वत्सकाशमिहागतः ॥५७॥

કે, હે દેવી ! કોઈ એક શુંભ નામે

દૈત્યેશ્વર છે, તે કેવળ દૈત્યોનોજ રાજા છે, એમ નથી, પરંતુ સંપૂર્ણ ત્રૈલોક્યનો પણ પરમેશ્વર છે, તેનો હું દૂત હોવાને લીધે, તેણે મને તમારી પાસે મોકલ્યો છે, માટે હું અહીં આવ્યો છું ૫૭

अव्याहताज्ञःसर्वासुयःसदादेवयोनिषु ॥
निर्जिताखिलदैत्यारिस्सयदाहश्रृणुष्ववत् ५८

શા કારણ આવ્યો ? એમ પુછશો તો કહું છું કે, જેણે સકળ દૈત્યોના શત્રુઓને જીત્યા છે, અને જેની આજ્ઞા હમેશા સર્વ દેવોમા કોઇપણ ઉલ્લંઘન કરતા નથી, તેણે મારી સાથે તમને જે કાંઈ કહ્યું છે, તે તમે સાભળો. ૫૮

ममत्रैलोक्यमखिलंममदेवावशानुगाः ॥

यज्ञभागानहंसर्वानुपाश्नामिपृथक्पृथक् ॥५९॥

આ સંપુર્ણ ત્રૈલોક્ય મારે સ્વાધીન હોવાથી, સર્વ દેવો મારે વશ થઇને, મારી સેવા કરે છે, તેમજ પૃથ્વી પરના સકળ યજ્ઞોના જે પૃથક્ પૃથક્ ભાગ, તે સર્વે મારી પાસે આવવાથી, હું જ તે સર્વનું ભક્ષણ કરૂછુ ૫૯

त्रैलोक्येवररत्नांनिममवश्यान्यशेषतः
तथैवगजरत्नंचहृतंदेवेंद्रवाहनं ॥ ॥ ६० ॥

અને ત્રૈલોકયમા જે ઉત્કૃષ્ટ રત્નો છે, તે નિરંતર મારા આધિપત્યથી મારા કબજામાં છે. જુઓ કે, દેવેદ્રનું વાહન જે ગજ રત્ન, તે પણ હું હરણ કરીને લાવ્યો છુ. ૬૦

क्षीरोदमथनोद्भूतमश्वरत्नंममामरैः

च्चैःश्रवसस्त्वत्प्राणिपत्यसमर्पितं ॥६१॥

વળી ક્ષીરસમુદ્રના મથનથકી ઉત્પન્ન થયેલુ જે ઉચ્ચૈશ્રવા નામનું અશ્વરૂપી રત્ન, કે જે ઇંદ્રે લીધુ હતું, તે ઇંદ્રની પાસેથી બળત્કારે હરણ કરીને, દેવોએ મને નમસ્કાર પૂર્વક સમર્પણ કર્યુ છે. ૬૧

यानिचान्यानिदेवेषुगंधर्वेषूरगेषुच ॥
रत्नभूतानिभूतानितानिमय्येवशोभने ॥६२॥

હે અતિ અદ્ભુત સ્વરૂપવતિ! દેવી, ગંધર્વ તથા મહા નાગોમા જે જે રત્નો હતાં, તે તે તથા તે સીવાયનાં બીજાં અનેક રત્નો પણ મારી પાસે છે ૬૨

स्त्रीरत्नभूतांत्वांदेविलोकेमन्यामहेवय ॥
सात्वमस्मानुपागच्छयतोरत्नभुजोवयं ॥६३॥

પરંતુ તમારા સમાન સ્ત્રીરત્ન મારા સંગ્રહમાં નથી, તો હે દેવી ! આ લોકમાં તમે પ્રાપ્ત થાઓ, કારણ કે, આ પૃથ્વીપર રત્નો ઉપયોગ કરનારાઓમાં માત્ર અમેજ છીએ ૬૩

मांवाममानुजंवापिनिशुंभमुरुविक्रमम् ॥
भजत्वंचंचलापांगिरत्नभूतासिवयतः ॥६४॥

વળી તમારા નેત્રકટાક્ષ અતિ ચંચલ હોવાથી, તમે કેવલ પ્રસિદ્ધ રત્ન છો, માટે તમે મને વરો અથવા મારો કનિષ્ટ બંધુ જે નિશુંભ નામે મહા પરાક્રમી છે તેને વરો ૬૪

परमैश्वर्यमतुलंप्राप्स्यसेमत्परिग्रहात् ॥
एतद्बुद्ध्यासमालोक्यमत्परिग्रहतांव्रज ॥६५॥

એ રીતના અમે બેમાથી ગમે તે એકને તમે વરશો, એટલે મારા આશ્રયથી તમને અનુપમ ઉત્કૃષ્ટ ઐશ્વર્ય પ્રાપ્ત થશે એમ જાણીને, મનમા ઉત્તમ વિચાર કરીને તમે મારી પત્ની થાઓ. ૬૫

॥ ऋषिरुवाच ॥

इत्युक्तासातदादेवीगंभीरांतःस्मिताजगौ ॥
दुर्गाभगवतीभद्रायय़ेदंधार्यतेजगत् ॥ ६६ ॥

ઋષિ કહે છે એ રીતે શુંભે તમને મારી મારફતે કહાવ્યુ છે એવુ દૂતે દેવીને કહ્યુ, એટલે, જે આ સંપૂર્ણ જગતને ધારણ કર્યો છતા સકળ સજ્જનોનુ કલ્યાણ કરનારા એવા ભગવતી દુર્ગા, તે અંતર્ગત (મનમા) કિંચિત્ હાસ્ય કરીને, એ દૈત્યની

હેલન (મશ્કરી) કર્યા જેવી ગભીર વાણીથી
એ દૂત પ્રત્યે કહેવા લ ગ્યા　　　　६६

देव्युवाच ।

सत्यमुक्तंत्वयानात्रमिथ्याकिंचित्त्वयोदितम् ॥
त्रैलोक्याधिपतिःशुभोनिशुम्भश्चापिताद्दगः ६७

કે, હે દુત ! શુભ ત્રૈલોકયનો અધિ
પતિ છતા, તેનો ભાઇ જે નિશુભ તેપણ
તેવોજ છે, એવુ તે કહ્યુ, તે સત્ય છે,
તેમાં તુ કિંચિત્ પણ અસત્ય બોલ્યો એમ
જો કે નથી　　　　६७

किं त्वत्रयत्प्रतिज्ञातमिथ्यातत्क्रियतेकथं ।
श्रूयतामल्पबुद्धित्वात्प्रतिज्ञायाकृतापुरा ॥६ ॥

પરંતુ કોઇપણ પુરૂષ સાથે વરવા બા
બત મેં બાલ્યાવસ્થામાં અલ્પબુદ્ધિથી પ્રથમ

જે પ્રતિજ્ઞા કરી છે, તે પ્રતિજ્ઞાવાક્યને શી રીતે મિથ્યા કરવુ ? એ પ્રતિજ્ઞા શી રીતની છે ? એમ પુછીશ, તો સાંભળ હું કહું છું ૬૮

योमाजयति संग्रामेयोमेदर्पंव्यपोहति ॥
योमेप्रतिबलोलोकेसमेभर्ताभविष्यति ॥६९॥

કે, સગ્રામમા મારી સાથે યુદ્ધ કરીને, મને જે જીતે તથા મારા સુસ્વરૂપ ગર્વના પરિહાર કરે, એવા મારા સમાન જે બલવાન્ હોય, તેજ મારો ભર્તાર થાય, એવી મારી પ્રતિજ્ઞા છે ૬૯

तदागच्छतुशुंभोत्रनिशुंभोवामहासुरः ॥
मांजित्वाकिंचिरेणात्रपाणिंगृह्णातुमेलघु ७०

તો શુંભ કિંવા નિશુંભ એ બેમાથી

ગમે તે એક અહીં આવીને. મને જીતિને તત્કાલ પાણીગ્રહણ કરે, લગ્ન થયાની અગાઉ મારે ત્યાં આવવુ અનુચિત ( અઘટિત ) છે.　　૭૦

॥ दूतउवाच ॥

अवलिप्तासिमैवत्वंदेविब्रूहिममाग्रतः ॥
त्रैलोक्येकःपुमांस्तिष्ठेदग्रेशुंभनिशुंभयोः ॥७१॥

દૂત કહે છે કે, હે દેવી ! તમે પરાક્રમનો વ્યર્થ ગર્વ ધારણ કરીને, મારી આગળ એવાં ભાષણ કરશો નહીં, કારણ કે; આ ત્રૈલોકયમા એવો કયો પુરૂષ છે કે, જે શુંભ નિશુભની સામે ઉભો પણ રહે ?　　૭૧

अन्येषामपिदैत्यानांसर्वेदेवानवैयुधि ॥

तिष्ठंतिसंमुखेदेविकिंपुनः स्त्रीत्वमेकिका ७२

બીજો સામાન્ય પુરૂષ ઉભો ન રહે પરંતુ હું દેવી હોવાને લીધે તેઓની આગળ ઉભી રહીશ, એમ કહેતા હશો, તો કહું છું કે, હે દેવી ! શુંભ નિશુંભની વાત તો જુદી રહી પરંતુ બીજા દૈત્યોની આગળ સમસ્ત દેવો એકત્ર મળીને આવ્યા છતાં,તેમનાથી પણ ઉભારહેવાનું બનતું નથી, તો શુંભ નિશુંભની આગળ તો ઉભા રહેવાને કયાથીજ બને ? તમે સ્ત્રીજાતિ અને વળી એકલા તેમ છતા એ બેઉની સાથે યુદ્ધ કરવાને ઇચ્છો છો, તો પછી એથી બીજું આશ્ચર્ય કયું !! ૭૨

इन्द्राद्याःसकलादेवास्तस्थुर्येषांनसंयुगे ॥

शुंभादीनां कथं तेषां स्त्री प्रयास्यसि संमुखं ॥७३॥

અરે ! ઇંદ્રાદિ સર્વ દેવો તો એ શુંભ નિશુંભની આગળ યુદ્ધમાં ટકી શકતા નથી, તો તમે સ્ત્રીજાતિ તેમની સામે યુદ્ધ કરવાને શી રીતે જશો ? ૭૩

सा त्वं गच्छ मयैवोक्ता पार्श्वं शुंभनिशुंभयोः ॥
केशाकर्षणनिर्धूतगौरवा मागमिष्यसि ॥७४॥

તો મારા કહ્યા પ્રમાણેની યુક્તિથી એ શુંભ નિશુંભની પાસે તમે જાઓ, તો અતિ ઉત્તમ છે, નહી તો પછી તે તમારો ચોટલો ખેચીને; તમને પ્રતિષ્ઠાહિન કરીને લઈ જાય ને પછી (તમે) જાઓ, એ યોગ્ય નથી. ૭૪

॥ देव्युवाच ॥

एवमेतद्‌बलीशुंभोनिशुंभश्चातिवीर्यवान् ॥
किंकरोमिप्रतिज्ञामेयदनालोचितापुरा ॥७५॥

દેવી કહેવા લાગ્યાં કે, તું કહે છે તે પ્રમાણે કરવાને એ શુંભ બલવાન્ છે, તથા નિશુંભ પણ અતિ પરાક્રમી છે પરંતુ ભવિષ્યકાલના આવા બનાવનો વિચાર ન કરતાં, અજ્ઞાનાવસ્થામાં મે જે પ્રથમ પ્રતિજ્ઞા કરી છે તેનુ કેમ કરૂ ? તે કહે ૭૫

सत्वंगच्छमयोक्तंतेयदेतत्सर्वमादृतः ॥
तदाचक्ष्वासुरेंद्रायसचयुक्तंकरोतुयत् ७६

માટે તું એમ કરે કે, ત્યા જઈને મેં તારી આગળ કહ્યું છે, તે સર્વે તું આદરથી એ અસુરેંદ્રને કહે, પછી જેમ કર-

વાને યોગ્ય હશે તેમ તે કરશે　　　૭૬

इतिश्रीमार्कण्डेयपुराणेमावर्णिकेमन्वन्तरे देवी॥ माहात्म्येदेव्यादूतसंवादोनामपंचमोऽध्यायः५

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવરણીકે મન્વતરે દેવીમહાત્મ્યે દેવીદૂત સંવાદે સાર્થ પંચમો અધ્યાય ૫

—⁂—

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

इत्याकर्ण्यवचोदेव्याःसदूतोऽमर्षपूरितः ॥
समाचष्टसमागम्यदैत्यराजायविस्तरात् ॥१॥

ઋષિ કહે છે હે રાજન્! પ્રથમ વચ પ્રમાણેનાં દેવીનાં વાક્યો સાભળીને, એ દૂત

અત્યંત ક્રોધાયમાન્ હોતો થતો ત્યાં ગયો, અને તેણે એ દૈત્ય રાજાને દેવીનું સકલ ભાષણ સવિસ્તર કહી સંભળાવ્યું ૧

तस्यदूतस्यतद्वाक्यमाकर्ण्यासुरराट्ततः ॥
सक्रोधःप्राहदैत्यानामधिपधूम्रलोचनं ॥२॥

પછી એ દૂતનાં વાક્યો સાંભળતાજ એ અસુર રાજા અતિશય ક્રોધાયમાન્ હોતો થકો પોતિકી દૈત્ય સેના તથા સેનાપતિ ધુમ્રલોચન નામના દૈત્યને કહેવા લાગ્યો ૨

हेधूम्रलोचनाशुत्वंस्वसैन्यपरिवारितः ॥
तामानयबलादुष्टांकेशाकर्षणविह्वलाम् ॥३॥

હે હે ધુમ્રલોચન તું તારા સૈન્યસહવર્તમાન શીઘ્ર જઇને, એ દુર્ભાષણ કરનારી સ્ત્રીનો ચોટલો પકડીને, અતિ વ્યાકુલ

કરીને, બળાત્કારે મારી પાસે લાવ ૩

तत्परित्राणदःकश्चिद्यदिवोत्तिष्ठतेपरः ॥
सहंतव्योमरोवापियक्षोगंधर्वएववा ॥ ४ ॥

કદાપિ તેણીનું સંરક્ષણ કરવા સારૂ બીજા કોઈ દેવ, કીંવા યક્ષ અથવા કોઈ ગંધર્વમાંથી આવી પોહોચે, તો તેમનો પણ સંહાર કરીને, તેણીને લેઇ આવ. ૪

॥ ऋषिरुवाच ॥

तेनाज्ञप्तस्ततः शीघ्रंसदैत्योधूम्रलोचनः
वृतःषष्ट्यासहस्राणामसुराणांद्रुतंययौ ॥ ५ ॥

ઋષિ કહે છે એ શુંભે એવી આજ્ઞા કરતાં જ, એ ધુમ્રલોચન દૈત્ય તત્કાલ અસુરોનું સાઠ હજાર સૈન્ય સાથે લેઇને, શીઘ્ર દેવી પાસે ગયો. ૫

सद्दृष्ट्वातांततोदेवींतुहिनाचलसंस्थितां ॥
जगादोच्चैःप्रयाहीतिमूलंशुंभनिशुंभयोः ॥६॥

તો તેણે એ દેવી કે જે હિમાલય પર સ્થિત હતા તેમને જોઇને, ઉચ્ચ સ્વરથી ભાષણ કર્યું કે, હે સુંદરી ! તમે, એ શુંભ નિશુંભની પાસે જવાને ચાલો ૬

नचेत्प्रीत्याद्य भवतीमद्भर्तारमुपैष्यति ॥
ततोबलान्नयाम्येषकेशाकर्षणविह्वलाम् ॥७॥

જો તમે સંતોષથી અમારા પ્રભુ પાસે નહી આવો, તો બળાત્કારથી તમારો ચોટલો પકડીને તમને અત્યંત વ્યાકુલ કરતો થકો, હું આજ લઇ જઇશ ૭

॥ देव्युवाच ॥

दैत्येश्वरेणप्रहितोबलवान्बलसंवृतः ॥

बलान्नयसिमामेवंततःकिंतेकरोम्यहम् ॥८॥

દેવી કહે છે હે સેનાપતિ ! તને દૈત્યેશ્વરે મોકલ્યો છે, તેમાં તું પોતે બલવાન્ છતાં તારી સાથે દૈત્યોનું અતિબલ સૈન્ય પણ છે, તો તું કદાપિ બલાત્કારથી મારો ચોટલો પકડીને મને ખેંચી જઈશ, તો હું તને શું કરી શકનાર છું ! ૮

॥ ऋषिरुवाच ॥

इत्युक्तःसोभ्यधावत्तामसुरो धूम्रलोचनः ॥
हुंकारेणैवतंभस्मसाचकारांबिकातदा ॥ ९ ॥

દેવીએ એવું ભાષણ કરતાજ એ ધુમ્રલોચન અસુર તેમના પર દોડીને આવ્યો તોએ અંબિકાએ તેને તત્કાલ હુંકાર માત્રમાંજ ભસ્મ કર્યો. ૯

अथक्रुद्धंमहासैन्यमसुराणांतथाम्बिका ॥
ववर्षसायकैस्तीक्ष्णैस्तथाशक्तिपरश्वधैः ॥१०॥

એ રીતે એ સેનાપતિને, દેવીએ સંહાર કર્યો. તે જોઇને, એ અસુરનું મહા સૈન્ય અત્યંત ક્રોધાવિષ્ટ થયું. તે વખત તેપર અંબિકા દેવી તીક્ષ્ણ બાણ, શક્ત તથા ફરશી વગેરે આયુધોની વૃષ્ટી કરવા લાગ્યા. ૧૦

ततोधुतसटःकोपात्कृत्वानादंसुभैरवम् ॥
पपातासुरसेनायांसिंहोदेव्याःस्ववाहनः ॥११॥

તે સમય દેવીનું વાહન સિંહ, ક્રોધથી અતિ ગર્જના કરવા છતા પોતિકી કેશવાળી (ગર્દનપર વાળોનો સમુદાય) કંપાયમાન કરતો થકો, અસુરના સૈન્યમાં આક-

રમાત્ કુદી પડયો ૧૧

कांश्चित्करप्रहारेणदैत्यानास्येनचापरान् ॥
आक्रांत्याचाधरेणान्यान्सजघानमहासुरान्१२

અને એ સિંહ, એ સૈન્યમાના કેટલા એક દૈત્યોને આગલા પગવડે પ્રહાર કરવા લાગ્યો. તે સિવાય બીજા કેટલાએકોને મુખવડે બચકાં ભરવા લાગ્યો. કેટલાએકોને ચારે તરફથી પકડીને મ રવા લ ગ્યો તથા કેટલાએક મહા અસુરોને નિચલા હોઠવડે ઘાયલ કરવા લાગ્યો. ૧૨

केषांचित्पाटयामासनखैःकोष्ठानि केसरी ॥
तथातलप्रहारेणशिरांसिकृतवान्पृथक् ॥१३॥

તેમજ કેટલાકના પેટ, એ કેશરીએ પોતિકા નખવડે વિદારણ કર્યા, વળી કેટલા

એક દૈત્યોનાં મસ્તક, પોતાના પંજાના
તમાચાવડે પૃથક્ કર્યા ૧૩

रिच्छिन्नबाहुशिरसःकृतास्तेननथापरे ॥
पपौचरुधिरंकाष्ठादन्येषांधुतकेसरः ॥ १४ ॥

એ રીતે એ સિંહ, એ સૈન્યમાંના ઘણા
એક વીરોના હાથ તથા મસ્તકો પણ છિન્ન
ભિન્ન કરીને, તેમના કેટલાએક દૈત્યોના
પેટના રૂધીર પોતાનું મુસ્તક કંપાયમાન
કરતો થકો, પ્રાશન કરવા લાગ્યો. ૧૪

क्षणेनतद्बलसर्वंक्षयंनीतंमहात्मना
तेनचेसरिणादेव्यावाहनेनातिकोपिना ॥१५॥

એવં એ મહાત્મા દેવીના વાહન સિંહે,
અત્યંત ક્રોધાયમાન્ થઇને, એક ક્ષણમાત્રમાં
એ સકલ સૈન્યનો ક્ષય કર્યો ૧૫

श्रुत्वातमसुरंदेव्यानिहतंधूम्रलोचनम् ॥
बलंचक्षयितकृत्स्नदेवीकेसरिणाततः ॥१६॥

એ રીતે એ દેવીએ ધૂમ્રલોચન નામના અસુરનો સંહાર કર્યો તથા એ દેવીના વાહન સિંહે તેનું સંપૂર્ણ સૈન્ય મારી નાખ્યું તે વર્તમાન સાંભળતાંજ. ૧૬

चुकोपदैत्याधिपतिश्शुंभःप्रस्फुरिताधरः ॥
आज्ञापयामासचतौचंडमुंडौमहासुरौ ॥१७॥

એ દૈત્યાધિપતિ શુંભ, અતિ કોપયુક્ત થઈને, નિચલો હોઠ કંપાવતો થકો, પોતિકા ચંડમુંડ નામના સેવકોને આજ્ઞા કરવા લાગ્યો ૧૭

हेचंडहेमुंडलैर्बहुभिःपरिवारितौ ॥
तत्रगच्छतगत्वाचसासमानीयतांलघु ॥१८॥

કે, હે ચંડમુંડ! તમે તમારી સાથે ઘણું સૈન્ય લઇને ત્યાં જાઓ, અને તે સ્ત્રીને ત્વરાથી લઇ આવો. ૧૮

केशेष्वाकृष्यबध्वावायदिवःसंशयोयुधि ॥
तदाशेषायुधैःसर्वैरसुरैर्विनिहन्यतां ॥ १९ ॥

તે એવી રીતે કે, તેનો ચોટલો ખેંચીને પકડીને લાવો, કિંવા એમ લાવી ન શકાય, તો તેણીને જાળમાં બાંધીને લાવો અથવા એ બેઉ ઉપાયથી સાધ્ય ન થાય, તો શી રીતે પ્રાપ્ત થશે? એવો સંદેહ ઉત્પન્ન થયે, કદાપિ યુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થાય, તો સર્વે અસુરોએ સકલ શસ્ત્રાસ્ત્રોવડે તેણીનો સંહાર કરવો. ૧૯

तस्यांहतायांदुष्टायांसिंहेचविनिपतिते ॥

र्ग। घमागरघरंविद्धागृर्दारवातामथांवितं॥२०॥

એ રીતે એ દુષ્ટ સ્ત્રી તથા તેના સિંહને વધ કરીને, તમોએ વેહેલા આવવુ, પરંતુ કોઇપણ ઉપાયથી પ્રાપ્ત ન થાય તોજ વધ કરવો નહિ તો ગમે તે કરીને, એ અંબિકાને બળાત્કારથી બાંધીને લેઈ આવો ૨૦

॥ इति मार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरे देवी-माहात्म्येधूम्रलोचनवधोनामषष्ठोऽध्यायः६ ॥

ઇતિ શ્રી માર્કંડેયપુરાણે મન્વંતરે ધૂમ્રલોચન વધો નામ સાર્થ ષષ્ઠોધ્યાય ૬

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

आज्ञप्तास्तेततोदैत्याश्चंडमुंडपुरोगमाः ॥
चतुरंगबलोपेताययुरभ्युद्यतायुधाः ॥ १ ॥

ઋષિ કહે છે એ શુંભની એવી આજ્ઞા થતાજ, એ પ્રમુખ ચંડમુંડ દૈત્યો, ચતુરંગ ( હાથી, ઘોડા, રથ અને પ્યાદા ) સૈન્ય સહવર્તમાન્ હાથમા અનેક પ્રકારના આયુધો ગ્રહણ કરીને, એ દેવી પાસે આવ્યા ૧

ददृशुस्तेततोदेवीमीषद्धासांव्यवस्थिताम् ॥
सिंहस्योपरिशैलेंद्रश्रृंगेमहतिकांचने ॥ २ ॥

તો એ દેવી પર્વતેન્દ્ર હિમાચલના સુવર્ણ-

मय मोटा शिखर पर सिंहारूढ थइने, किंचित् आनंदितपणे स्थित हता, तेमने ए चंडमुंडादि असुरोए देख्या २

तेदृष्ट्वातांसमादातुमुद्यमंचक्रुरुद्यताः ॥
आकृष्टचापासिधरास्तथान्येतत्समीपगाः॥३॥

ए रीतना ए देवीने जोताज, ए असुर, तेमने पकडवाना उद्योग करवा बाबत मनमा उत्साह धरीने, कोई कान सुधी धनुष् खेचीने तथा कोई बीजाओ हथमा खड्ग पकडीने, ए देवीनी पासे दोडता आव्या. ३

ततःकोपचकारोच्चैरंबिकातानरीन्प्रति ॥
कोपेनचास्यावदनमषीवर्णमभूत्तदा ॥ ४ ॥

ए समय अंबिका देवीए, ए शत्रु-

એઓનો સહાર કરવા બખત અતિશય કોપ ધારણ કર્યો. એ કોપથી તેમનું વદન (મુખ) શાઇ સમાન કૃષ્ણવર્ણ થયું, કારણકે, તેઓ કાલિકા દેવીના પ્રતિબિંબ-રૂપ હોવાને લીધે, એ દૈત્યોના વધને અર્થે તેમણે તામસી રૂપ પ્રકટ કર્યું  ૪

भ्रुकुटीकुटिलात्तस्याल्ललाटफलकाद्रुतं ॥
कालीकरालवदना विनिष्क्रांतासिपाशिनी॥५॥

તે એવું કે, એ અંબિકા દેવી અતિ કોપાયમાન્ થયાને લીધે, તેમણે ભ્રકુટી કુટીલાકારની કરી તેથી મરડાયેલા લલાટને લીધે, ભયંકર વદનયુક્ત એવાં કાલિકા દેવી, ખડ્ગ તથા પાશ ધારણ કર્યો સહિત નાં પ્રકટ થયાં.  ૫

विचित्रखट्वांगधरानरमालाविभूषणा ॥
द्वीपिचर्मपरीधानाशुष्कमांसातिभैरवा ॥ ६ ॥

તો તેમણે હાથમા ખટ્વાંગ નામનું વિચિત્ર આયુધ ધારણ કર્યા છતા, જેમના કંઠમાં મુંડમાલા-(મનુષ્ય મસ્તકોની માલા)નું ભુષણ (ધરેલું) છે, જેમણે વ્યાઘ્રચર્મ (વાઘનું ચામડું) પરિધાન (પહેરેલું) કર્યું છે તથા જેમનો દેહ કેવલ માંસરહિત દુબળો હોવાને લીધે, તેઓ અતિ ભયંકર દેખાતાં હતાં. ૬

अतिविस्तारवदनाजिह्वाललनभीषणा ॥
निमग्नारक्तनयनानादापूरितदिङ्मुखा ॥७॥

વળી તેમનું મુખ અતિશય વિશાલ છતા જીહ્વા (જીભ) પણ વારવાર હાલતી

હતી તથા તેમના ત્રણે નેત્ર આરક્ત થયા છતાં ઉંડા ગયા હતા, એ રીતના એ દેવી, પોતિકી ગર્જનાથી દશે દિશાઓ વ્યાપ્ત કરતા હતા. ૭

सावेगेनाभिपतिता घातयंतीमहासुरान् ॥
सैन्येतत्रसुरारीणामभक्षयतत्द्बलम् ॥ ८ ॥

એ દેવી મહા અસુરોનો સંહાર કરવા સારૂ અતિ ચપલતાથી, એ દેવોના શત્રુઓના સૈન્યમાં જઇને, તે સૈન્યનું ભક્ષણ કરવા લાગ્યાં. ૮

पार्ष्णिग्राहांकुशग्राहयोधघंटासमन्वितान् ॥
समादायैकहस्तेनमुखेचिक्षेपवारणान् ॥९॥

અને એ દેવી હાથીઓના સમુદાયમાં જઇને, હાથીઓની પુંઠે રક્ષણ કરનારા

જન, અંકુશ પકડીને તેની ગર્દનપર બેસ-
નારા માવત, તે ઉપર સ્વારી કરનારા મુખ્ય
વીર તથા ઘંટા વિગેરે સાહિત્ય સહિતના
અકેક હાથીને હાથવડે પકડીને, એ મહા
કાલી પોતાના મુખમા નાખીને, ભક્ષણ
કરવા લાગ્યા. એવા મોટા મોટા હાથીઓ
તેમણે ભક્ષણ કર્યો. ૯

तथैवयोधतुरगैरथंसारथिनासह ॥
निक्षिप्यवक्रेदशनैश्चर्वयत्यतिभैरवं ॥ १० ॥

તેમજ તે ઉપર બેઠેલા યોદ્ધા, સારથી
તથા ઘોડા સહિતના અકેક રથનો ગ્રાસ
( કોળિયો ) કરીને, મુખમાં મેલ્યા બાદ
દાતોથી કડાક કડાક શબ્દો કરતા થકા
ચાવવા લાગ્યાં. ૧૦

एकंजग्राहकेशेषुग्रीवायामथचापरं ॥
पादेनाक्रम्यचैवान्यमुरसान्यमपोथयत् ॥११॥

એમાં જે બ્યાહ્ય વીર હતા, તેમાંથી કેટલાકને ચોટલીએથી તથા કેટલાકને ગર્દનથી પકડીને, કેટલાકને પગવડે બાગડીને તથા કેટલાકને પેટપર દાબીને, તેમણે એ દૈત્યોના સૈન્યને માર્યું ૧૧

तैर्मुक्तानिचशस्त्राणिमहास्त्राणितथासुरैः ॥
मुखेनजग्राहरुषादशनैर्मथितान्यपि ॥१२॥

તેવામાં જે જે અસુરો જીવતા હતા, તેઓએ દેવીપર જે જે મહ શસ્ત્રો ફેંક્યાં, તે પણ દેવીએ ક્રોધથી મુખમા ઝીલીને, દાંતવડે ચાવી નાંખ્યાં, તેમજ દેવીએ કેટલાકને વિહરિત કર્યો છતાં, તેમને ફરીથી

પગવડે ચગદ્યા. ૧૨

त्रन्ि तद्बलंसर्वमसुराणांदुरात्मनाम् ॥
ममर्दाभक्षयच्चान्यानन्यांश्चाताडयत्तदा ॥१३॥

એ રીતે એ મહાકાલીએ, મોટા મોટા દેહધારી મહાબલાઢ્ય અસુરોના સર્વ સૈન્યનો નાશ કર્યો, તેમા કેટલાક સૈન્યનુ મર્દન, કેટલાકનુ ભક્ષણ તથા તે સિવાયના બીજાને તાડન (ઘાયલ) કરીને એ સૈન્યનો સંહાર કર્યો ૧૩

असिनानिहताःकेचित्केचित्खटांगताडिताः ॥
जग्मुर्विनाशमसुरादंताग्राभिहतास्तथा ॥१४॥

તેજ પ્રકાર વર્ણવે છે કે, એ સન્યમાં કેટલાકનો ખડ્ગથી સંહાર કર્યો, કેટલાકને ખડ્ગથી ઘાયલ કર્યા તથા કેટલાકને દાતની

અણીઓવડે ચાવીને માર્યો. એ રીતે એ અસુર સૈન્ય નાશ પામ્યું. ૧૪

क्षणेनतद्बलंसर्वमसुराणांनिपातितम् ॥
दृष्ट्वाचंडोभिदुद्रावतांकालीमतिभीषणाम् ॥१५॥

એ પ્રકારોના સકલ સૈન્યનો સંહાર કર્યો. એ જોઇને ચંડ તથા મુંડ, એ અતિ ભયંકર મહાકાલી પર અતિ વેગથી ધાઇ આવ્યા ૧૫

शरवर्षैर्महाभीमैर्भीमाक्षींतांमहासुरः ॥
छादयामासचक्रैश्चमुंडक्षिप्तैः सहस्रशः ॥१६॥

તે વખત એ સૈન્યના મહાઅસુર ચંડ, અતિ ભયકર બાણવૃષ્ટિ કરી તથા મુંડે પણ સહસ્ત્રાવધી ચક્રો નાંખીને, મહા ભયંકર નેત્રયુક્તનાં મહાકાલીને વીંટી લીધાં.૧૬

तानिचक्राण्यनेकानिविशमानानितन्मुखं ॥
बभुर्यथार्कबिंबानिसुबहूनिघनोदरं ॥ १७ ॥

તે સમય એ મુડે નાખેલા અનેક ચક્રો, દેવી પોતિકા મુખમા લેવા લાગ્યાં તે જેમ વાદળમા સૂર્યબિંબ જતું હોય, તેમ શોભવા લાગ્યા. ૧૭

ततोजहासातिरुषाभीमभैरवनादिनी ॥
कालीकरालवक्त्रान्तर्दुर्दर्शदशनोज्ज्वला ॥१८॥

એ રીતે એ ચડમુડના બાણુ તથા ચક્રોનું ભક્ષણ કરીને, એ મહાકાલી અત્યંત ક્રોધથી હાસ્ય કરતાં થકાં, મહા ભયકર નાદ કરવા લાગ્યાં, તેથી કરીને તેમના મહા ભયકર મુખમાંના દાતો તરફ પણ જોવાને ન બને એવું તેમનું રૂપ દેખાવા

લાગ્યું. ૧૮

उत्थायचमहासिंहंदेवीचंडमधावत ॥
गृहीत्वाचास्यकेशेषुशिरस्तेनासिनाच्छिनत् १९

એ રીતના એ દેવી પોતિકા હાથમા તત્કાલ મહા ખડ્ગ લઇને ચડ પર દોડી ગયાં અને તેમણે તેની શીખા (ચોટલી) પકડીને, તેનો ખડ્ગવડે શિરચ્છેદ કર્યો. ૧૯

अथमुंडोभ्यधावत्तांदृष्ट्वाचंडंनिपातितम् ॥
तमप्यपातयद्भूमौसाखङ्गाभिहतंरुषा ॥२०॥

એ રીતે એ ચડને પાડયો તે જોતાંજ મુંડ પણ એ દેવીપર ધાઇ આવ્યો એટલામાં એ દેવીએ સક્રોધ થઇને, તેને પણ ખડ્ગ પ્રહારવડે ભૂમિપર પાડ્યો. ૨૦

हतशेषंततःसैन्यंदृष्ट्वाचंडंनिपातितं ॥

मुंडंचसुमहावीर्यंदिशोभेजेभयातुरं ॥ २१ ॥

એ પ્રકારે એ મહાકાલીએ, એ મહા પરાક્રમસંપન્ન ચંડ તથા મુંડને રણભૂમિમાં પાડ્યા. તે જોતાંજ એ સંગ્રામના બચેલા યોદ્ધાઓ અતિ ભયાતુર થઇને, દશે દિશાઓમાં નાશી ગયા. ૨૧

शिरश्चंडस्यकालीचगृहीत्वामुण्डमेवच ॥
माहप्रचंडाट्टहासमिश्रमभ्येत्यचंडिकां ॥२२॥

પછી એ મહાકાલી, એ ચંડ તથા મુંડના મસ્તક સહિતનાં શરીરો લેઇને. જેમના લલાટથકી પોતે ઉત્પન્ન થયા હતા તે કૌશિકી નામનાં ચંડિકા પાસે ગયા, અને અતિ હાસ્યથી તેમની સાથે ભાષણ કરવા લાગ્યાં. ૨૨

मयातवात्रोपहृतौचंडमुडौमहापशू ॥
युद्धयज्ञेस्वयंशुभंनिशुंभचहनिष्यसि ॥ २३ ॥

કે, હું તમને નજરાણું આપવા સારૂ પ્રધાનત્વપણે ચડમુડનાં શરીરરૂપી પશુઓ, યુદ્ધરૂપી યજ્ઞને સારૂ તમારી આગળ લાવી છુ, તે તમે હયો પછી ફરીથી યુદ્ધરૂપી યજ્ઞમા તમે પોતે શુભ નિશુભનો સહાર કરશો ૨૩

॥ ऋषिरुवाच ॥

तावानीतौततोदृष्ट्वाचंडमुंडौमहासुरौ ॥
उवाचकाळींकल्याणीललितंचंडिकावचः ।२४।

રૂષિ કહે છે કે, જે તેમણે ચંડમુડ નામના અસુરોના શરિર આણ્યાં તે જોઇને તે કલ્યાણી ચડિકા દેવી, પોતાના લલાટ

થકી ઉત્પન્ન થએલા કાલિકાને એમ કે-
હેવા લાગ્યાં. ૨૪

यस्माच्चंडंचमुंडंचगृहीत्वात्वमुपागता ॥
चामुण्डेतिततोलोकेख्यातादेवीभविष्यसि॥२५॥

કે, હે દેવી, તમે ચંડમુંડના શરીર લે-
ઇને અહીં આવ્યા, તેથી તમે ચામુંડા
નામે લોકમાં પ્રખ્યાત થશો. ૨૫

॥इतिश्रीमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवी-
महात्म्येचंडमुंडवधोनामसप्तमोऽध्यायः ॥७॥

ઇતિશ્રી માર્કંડેય પુરાણે સાવર્ણિક મન્વંતરે ચંડ
મુંડ વધો નામ ગ્રંથ સપ્તમોધ્યાય ૭

# ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

चंडेचनिहतेदैत्येमुंडेचविनिपातिते ॥
बहुलेषुचसैन्येषुक्षयितेष्वसुरेश्वरः ॥ १ ॥

ઋષિ કહે છે કે, એ રીતે પ્રથમ કહ્યા પ્રમાણે એ દેવીએ, ચંડને મારીને મુંડને પણ રણભૂમિમા પાડયો, અને તેમની સાથે જે બહુ સૈન્ય હતું તેનો પણ નિરંતર ક્ષય ક્ષય થયો, એટલે એ અસુરેશ્વર. ૧

ततःकोपपराधीनचेताः शुंभःप्रतापवान् ॥
उद्योगंसर्वसैन्यानांदैत्यानामादिदेशह ॥ २ ॥

શુંભ મહા પ્રતાપી છતા, ક્રોધાયમાન થયાથી, તેનું ચિત્ત કેવળ પરાધિન થયું,

તેથી તે ઔવધ સારૂ પ્રવૃત્ત થઇને, તેણે સકળ સૈન્યને ઉદ્યોગ કરવા બાબત દૈત્યેને આજ્ઞા કરી  ૨

अथसर्वबलैर्दैत्या.षडशीतिरुदायुधाः ॥
कंबूनांचतुराशीतिर्निर्यातुस्ववलैर्वृताः ॥३॥

કે, હે દૈત્યો! ઉદ યુધ નામના છાશી અસુરોએ, પોતાના સૈન્ય સહિત આજ તૈયાર થવું તેમજ પેતાના સૈન્યથી વિટાએલા એવા કંબુ નામના ચોરાશી દૈત્યોએ નિકળવુ  ૩

कोटिवीर्याणिपंचाशदसुराणांकुलानिवै ॥
शतंकुलानिधौम्राणांनिर्गच्छंतुममाज्ञया ॥४॥

અને કોટીવીર્ય નામના અસુરોના પચાસ કુલ તથા ધૂમ્રલોચન એટલે જે

ધૌમ્ર નામના અસુરો છે, તેમનાં સો કુળ
પણ મારી આજ્ઞાથી નીકળવા. ૪

कालकादौर्हृदामौर्वाःकालिकेयास्तथासुराः
युद्धायसज्जानिर्यांतुआज्ञयात्वरितामम ॥५॥

તેમજ બીજા કાલક નામના અસુર, દુર્હૃદ કુળમાં ઉત્પન્ન થએલા દૌર્હૃદ, મૌર્વ તથા કાલકેનો પુત્ર કાલકેય વગેરે સૌએ, મારી આજ્ઞાથી સર્વ પ્રકારની યુદ્ધ સામગ્રી તૈયાર કરીને, યુદ્ધને અર્થે ત્વરાથી નિક-
ળવુ ૫

इत्याज्ञाप्यासुरपतिःशुंभोभैरवशासनः ॥
निर्जगाममहासैन्यसहस्त्रैर्बहुभिर्वृतः ॥ ६ ॥

એવી આજ્ઞા કરીને, સહુને મોટી શિક્ષા કરનારો અસુરપતિ શુંભ, ઘણાક હજાર

દૈત્યોથી જમાવ થયેલા મહાસૈન્ય સહવર્ત્ત માન યુદ્ધ કરવાને નિકળ્યો.　　૬

आयांतंचंडिकादृष्ट्वातत्सैन्यमतिभीषणं ॥
ज्यास्वनैःपूरयामासधरणीगगनांतरं ॥ ७ ॥

તે સમય એ અતિ ભયંકર દૈત્યોનું સૈન્ય મુજપર આવે છે તેમ જોતાજ, એ ચંડિકાએ પોતાના ટંકારવથી આકાશનો વચલો ભાગ ગર્જનાયુક્ત કર્યો　　૭

ततःसिंहोमहानादमतीवकृतवान्नृप ॥
घंटास्वनेनतान्नादानंबिकाचोपबृंहयत् ॥८॥

હે રાજા! એવામા એ દેવીના સિંહે પણ અતિ ભયકર સિંહનાદ કર્યો. તે વખત એ નાદની અંબિકાએ પોતાના ઘંટાનાદ-વડે અતિ વૃદ્ધિ કરી.　　૮

धनुर्ज्यासिंहघंटानानानादापूरितदिङ्मुखा ॥
जिनादैर्भीषणैःकालीजज्ञे,वेस्तारितानना ।९।

એ રીતે ધનુજ્યા (ધનુષ્યની પણછ) સિંહનાદ તથા ઘંટાના એક ભયંકર નાદથી દશે દિશાઓ ગર્જનાયુક્ત કરીને, પછી એ ચંડીકાએ અતિ વેસ્તિણું મુખ પસારીને, જે ભયંકર ગર્જના કરી, તે ગર્જનાએ, લલાટથકી ઉત્પન્ન થએલા કાલિકાની ગર્જનાને જીતી ૯

तंनिनादमुपश्रुत्यदैत्यसैन्यैश्चतुर्दिशं ॥
देवीसिंहस्तथाकालीसरोषैः परिवारिताः।१०।

એ રીતનો એ ચંડિકાનો ભયંકરનાદ, ચારે બાજુઓએ ગાજી ઉઠેલો સાંભળતાં જ, એ સૈન્યો કોપયુક્ત થઇને, અંબિકા

દેવી, સિંહ તથા કાલિકાને ચારે બાજુ-
એથી ઘેર્યા.                    ૧૦

एतस्मिन्नंतरे भूपविनाशायसुरद्विषां ॥
भवायामरसिंहानामतिवीर्यबलान्विताः ॥११॥

એ રીતે દેવી તથા દાનવોનો યુદ્ધપ્રસંગ
પ્રાપ્ત થયો. તે સમય હે ભૂપતિ! એ દૈ
ત્યોના નાશને અર્થે તથા શ્રેષ્ઠ દેવોના ક-
લ્યાણને અર્થે, અતિ સામર્થ્ય તથા બ
ળથી યુક્ત.                    ૧૧

ब्रह्मेशगुहविष्णूनांतथेंद्रस्यचशक्तयः ॥
शरीरेभ्योविनिष्क्रम्यतद्रूपैश्चंडिकांययुः ॥१२॥

એવા બ્રહ્મદેવ, મહાદેવ, ગુહ, (કાર્તિક
સ્વામી). વરાહ, નૃસિંહરૂપ વિષ્ણુ તથા
દેવેંદ્ર વગેરેની સ્વરૂપભૂત શક્તિ, તેમના

પોતપોતાના શરીરથકી નિકળીને, તે તે દેવરૂપ શક્તિ. એ ચંડીકાના શરીરમા પ્રાપ્ત થઇ. ૧૨

यस्यदेवस्ययद्रूपंयथाभूषणवाहनं ॥
तद्वदेवहितच्छक्तिरसुरान्योध्धुमाययौ ॥१३॥

તે એવી રીતે કે, જે દેવીનુ જેવુ રૂપ, જેવાં ભૂષણ (વસ્ત્ર ઘરેણા વગેરે) તથા જેવુ વાહન તેવા તેવા રૂપથી, તે તે શક્તિઓ અસુરોની સાથે યુદ્ધ કરવા સારૂ ચંડિકામાં આવી. ૧૩

हंसयुक्तविमानाग्रेसाक्षसूत्रकमंडलुः ॥
आयाताब्रह्मणःशक्तिर्ब्रह्माणीत्यभिधीयते १४

તેમનાં પૃથક્ પૃથક્ રૂપ તથા લક્ષણો વર્ણવે છે. તે એમ કે, હંસયુક્ત વિમા-

નમાં બેસીને, હાથમાં કમલાક્ષસૂત્રયુક્ત જપમાલા તથા કમંડલ ધારણ કર્યું છે એવાં બ્રહ્મદેવની આકૃતિવાળી શક્તિ આવ્યા, તેમને બ્રહ્માણી એવા નામથી કહે છે.

माहेश्वरीवृषारूढात्रिशूलवरधारिणी ॥
महाहिवलयाप्राप्ताचंद्ररेखाविभूषणा ॥१५॥

વૃષભ ( આખલા ) ઉપર બેસીને, વાસુકી તથા અનંત નામના નાગોનાં કંકણુ કરીને પેહેર્યા છતા, બે હાથમના એક હાથમા અતિ તીક્ષ્ણુ શૂલ નામનું શસ્ત્ર ધારણુ કર્યું છે, તથા જેમના મસ્તકે ચંદ્ર કલારૂપ ભૂષણુ છે તેમને માહેશ્વરી શક્તિ કહે છે ૧૫

कौमारीशक्तिहस्ताचमयूरवरवाहना ॥

योद्धुमभ्याययौदैत्यानंबिकागुहरूपिणी ॥१६॥

તેમજ હાથમા કુમાર ( કાર્તિકસ્વામી) વાળું શક્તિ નામનું આયુધ ધારણ કર્યો છતાં ઉત્તમ મયૂરપર બેસીને, જે કૌમારી શાક્ત, દૈત્યો સાથે યુદ્ધ કરવા સારૂ અંબિકાના શરીરમાં પ્રાપ્ત થયા, તેમને લીધે એ અંબિકા ગુહાકૃતિ ( કાર્તિકસ્વામીની આકૃતીવાળાં ) દીસવા લાગ્યાં. ૧૬

तथैववैष्णवीशक्तिर्गरुडोपरिसंस्थिता ॥

शंखचक्रगदाशार्ङ्खगहस्ताभ्युपाययौ ॥१७॥

એજ પ્રમાણે ગરૂડપર આરૂઢ થઇને શંખ, ચક્ર, ગદા, બાણ, શારંગ નામનું ધનુષ્ય તથા ખડ્ગ એવાજ આયુધો છ હાથમાં ગ્રહણ કરીને વૈષ્ણવી શક્તિ આવ્યા. ૧૭

यज्ञवाराहमतुलंरूपंयाविभ्रतोहरेः ॥
शक्तिःसाप्यायौतत्रवाराहींविभ्रतीतनुं ॥१८

જેના સર્વાંગ યજ્ઞોના મુખ્ય સાધનભૂત હોવાને લીધે, જેમને ઉપમા (જોડ) નથી એવા જે વરાહરૂપ ધારણ કરનારાં હરીની શક્તિ તે પણ ત્યા પધાર્યા. એમણે એવું વરાહરૂપ ધારણ કર્યો ઉપરથી તેમને વારાહી શક્તિ કહે છે. ૧૮

नारसिंहीनृसिंहस्यविभ्रतीसदृशंवपुः ॥
प्राप्ततत्रसटाक्षेपक्षिप्तनक्षत्रसंहतिः ॥ १९ ॥

તેમજ નૃસિંહના યથાયોગ્ય આયુધાદિ લક્ષણસંપન્ન રૂપ ધારણ કરનારાં એવાં નારસિંહ શક્તિ, પોતાના કંઠને લગતા તીક્ષ્ણ કેશો (વાળ) નક્ષત્રો સમાનના

હોવાથી, નક્ષત્રોનો સમુદાય આડાઅવળો ઉડાવતાં થકાં એ દેવમા આવી મળ્યાં ૧૯

वज्रहस्तातथैवैंद्रीगजराजोपरिस्थिता ।
प्राप्तासहस्रनयनायथाशक्रस्तथैवसा ॥ २० ॥

અને હાથમાં વજ્ર ધારણ કરીને, ઐરાવત હાથીપર સ્થિત (બેઠેલાં) એવાં સહસ્ર નેત્રયુક્ત ઐન્દ્રિ શક્તિ આવ્યાં. એ વખત એ દેવીની ઈન્દ્રસમાન આકૃતિ દેખાવા લાગી. ૨૦

ततःपरिवृतस्ताभिरीशानोदेवशक्तिभिः ॥
हन्यंतामसुराःशीघ्रंममप्रीत्याहचंडिकां ॥२१॥

એ રીતે એ દેવીની શક્તિઓ ત્યાં આવી; પરંતુ એ કૌશિકીનું તેજ અતિશય હોવાને લીધે, તેમની પાસે

જવા બાબત તે અશક્ત થયા, તેથી તે
મણે મહદેવને વિંટયા. તે વખત મહાદેવ
ચંડિકાને એ દેવ શક્તિઓની સાથે તમે
શીઘ્ર (તાકીદથી) અસુરોનો સંહાર કરો.
એ ચંડિકાની પાસે જવા બાબત બીજા
દેવો સમર્થ ન થતા મહાદેવ કેમ જઇ
શક્યા? એમ પુછશો, તો કહું છુ કે,
મહાદેવની શક્તિ જે પાર્વતી તેમનાથકી
એ ચંડિકા પ્રકટ થયાથી, એ કેવળ મારી
પુત્રી પ્રમાણે છે એમ માનીને મહાદેવ
દેવીની પાસે જઇને બોલ્યા ૨૧

ततोदेवीशरीरात्तुविनिष्क्रान्तातिभीषणा ॥
चंडिकाशक्तिरत्युग्राशिवाशतनिनादिनी॥२२॥

તે પછી એ દેવીના શરીરમાંજ ચં-

ડિકા શક્તિ પ્રકટ થયાં, અતિશય ઉગ્ર હતાં. તે એવાં કે, જેમના દર્શનથી માત્ર અતિ ભય થાય. એ પ્રકારના એ શિવા, પોતે એકરૂપીણી છતાં, પોતાના અંગભૂત અનંત શિવા સહિત નાદ કરવા લાગ્યાં.૨૨

साचाहधूम्रजटिलमीशानमपराजिता ॥
दूतत्वंगच्छभगवन्पार्श्वंशुंभनिशुंभयोः ॥ २३ ॥

તે પોતે બીજાઓથી જીતાય એવા ન છતા ધૂમ્રવર્ણની જટાવાળા મહાદેવને કહેવા લાગ્યાં કે, હે ભગવાન તમે દૂતત્વ સ્વીકાર કરીને એ શુંભનિશુંભની પાસે જાઓ. ૨૩

ब्रूहिशुंभंनिशुंभंचदानवावतिगर्वितौ ॥
येचान्येदानवास्तत्रयुद्धायसमुपस्थिताः ॥२४॥

અને એ અત્યંત ગર્વીષ્ટ શુભ તથા નિ-
શુભ દાનવ ( દૈત્ય–રાક્ષસ ) ને તથા યુદ્ધ
કરવા સારૂ તૈયાર થઈ રહેલા બીજા દા
નવો હોય તેઓને તમે એમ કહો. ૨૪

त्रैलोक्यमिंद्रोलभतांदेवाःसंतुहविर्भुजः
यूयंप्रयातपातालंयदिजीवितुमिच्छथ ॥२५॥

કે, હે દાનવો, તમે ઈંદ્રનાં ત્રૈલોક્ય હરણ
કર્યા છે, તે તને પાછાં મળવાં જોઇએ, તથા
દેવોએ પોત પોતાનો હવિર્ભોગ મેળવવો
જોઇયે, માટે તમે જો પોતાના જીવિતની
ઇચ્છા કરતા હો, તો તમે સકળ દાનવોએ
પાતાળમા જવુ જોઇએ ૨૫

बलावलेपादथचेद्भवतोयुद्धकांक्षिणः
तदागच्छततृप्यंतुमच्छिवाःपिशितेनवः ॥२५॥

નહીં તો તમારામાં બળનો ગર્વ હોવાથી યુદ્ધની ઇચ્છા કરશો, તો પછી મારી પાસેની શિવાશકિત તમારા માંસથી તૃપ્ત થશે ૨૬

यतोनियुक्तोदौत्येनतयादेव्याशिवः स्वयम् ॥
शिवदूतीतिलोकेस्मिंस्ततःसाख्यातिमागता २७

એ રીતે જે કારણ માટે એ દેવીએ શિવને દૂતકર્મ બાબત યોજ્યા, તે કારણથી એ દેવી ત્યારથી શિવદૂતી એવા નામથી પ્રખ્યાત થયા ૨૭

तेपिश्रुत्वावचोदेव्याःसर्वाख्यातंमहासुराः ॥
अमर्षापूरिताजग्मुर्यत्रकात्यायनीस्थिता॥२८॥

પછી શિવે, ત્યાં જઇને એ અસુરોને દેવીનો કહેલો નિરોપ સંભળાવ્યો તે બાબત એ મહા અસુરો, શિવે કહેલા

દેવીના વાક્યો સાંભળતાજ, ક્રોધથી નખથી શિખા સુધી સતપ્ત થઇને, જે ઠેકાણે કાત્યાયની દેવી હતા ત્યાં ગયા ૨૮

ततःप्रथममेवाग्रेशरशक्त्यृष्टिवृष्टिभिः ॥
ववर्षुरुद्धतामर्षास्तां देवीममरारयः ॥२९॥

અને તે અસુરો મહા ઉન્મત્ત હોવાને લીધે, તેમને મુખ્ય વે સ્ત્રીઓપર શસ્ત્રપ્રહાર કરવો અયોગ્ય એવો વિચાર ન છતાં એ અસુરોએ ક્રોધાયમાન થઇને, દેવીની સન્મુખ આવીને, તેમના પર બાણ, શક્તિ તથા ઋષ્ટિ નામના આયુધો વગેરેની વૃષ્ટિ કરી ૨૯

साचतान्प्रहितान्वाणाञ्छूलशक्तिपरश्वधान् ॥
चिच्छेदलीलयाध्मातधनुर्मुक्तैर्महेषुभिः ॥३०॥

એ રીતે એ દૈત્યોએ બાણ, શક્તિ તથા

ફરસી વગેરે જે આયુધો નાખ્યા તે પર દેવીએ ટંકારવયુક્ત ધનુષ્ય થકી છોડેલા તીક્ષ્ણ બાણો ફેંકીને, લીલાથી છેદી નાખ્યા    ૩૦

तस्याग्रतस्तथाकालीशूलपातविदारितान् ॥
खट्वांगपोथितांश्चान्यानकुर्वतीव्यचरत्तदा॥२१॥

તેમજ તે સમય એ ચંડિના લલાટથકી પ્રકટ થયેલાં કાલિકા, એ અસુરોને શૂલ પ્રહારથી વિદારણ કરીને, તે સિવાયના બીજાઓને ખટ્વાંગથી તાડન કરતા થકાં, સંહાર કરવા લાગ્યાં.    ૩૧

कमंडलुजलाक्षेपहतवीर्यान्हतौजसः ॥
ब्रह्माणिचाकरोच्छत्रून्येनयेनस्मधावति॥२२॥

અને બ્રહ્મદેવના અંશભૂત જે બ્રહ્માણી

દેવી હતા, એ સંન્યમા કમ ડલમાના જળનું પ્રોક્ષણ ( છાટવુ ) કરતા થકા, જે જે સ્થળે ધાઈ ધાઈને સચાર કરવા લાગ્યા, તે તે સ્થળે એ શત્રુઓના બળ તથા તેજનો નાશ કરવા લાગ્યા ૩૨

माहेश्वरीत्रिशूलेन तथा चक्रेण वैष्णवी ॥
दैत्याञ्जघान कौमारी तथा शक्त्यातिकोपना ॥३३

તેમજ માહેશ્વરની અશભૂત માહેશ્વરી ત્રિશૂલથી, વિષ્ણુની અશભૂત વૈષ્ણવી ચક્રથી તથા કુમારની અશભૂત કૌમારી, અતિ કોપાયમાન થઇને, શક્તિ વડે એ દૈત્યનો સહાર કરવા લાગ્યા ૩૩

ऐंद्रिकुलिशपातेन शतशो दैत्यदानवाः ॥
पेतुर्विदारिता पृथ्व्यांरुधिरौघप्रवर्षिणः ॥३४॥

ઇન્દ્રની અંશભૂત જે એન્દ્રી તેમણે ઘણા વધી દૈત્ય તથા દાનવોને વજ્રપાતથી વિ રણ કર્યો. તે વખત તેઓના અંગ થકી રક્તપ્રવાહની વૃષ્ટિ હોવા છતા, તેઓ ભૂમિ પર પડ્યા. ૩૪

तुंडप्रहारविध्वस्तादंष्ट्राग्रक्षतवक्षसः ॥
वाराहमूर्त्यान्यपतंश्चक्रेणचविदारिताः ॥३५॥

વરાહનાં અંશભૂત જે વારાહી મૂર્તી, તેમણે પોતાના મુખ પ્રહાર વડે કેટલાક દૈત્યોનો વિધ્વંશ કર્યો. કેટલાક દૈત્યોના વક્ષસ્થળો (છાતીઓ) દાતની અણીઓ વડે ક્ષતયુક્ત (કાણી) કરી તથા કેટલાકને ચક્ર વડે વિદારણ કર્યો. એ રીતે અનેક દૈત્યો ગતપ્રાણ (શબ મડદા) થઇને, ભૂમિ પર પડ્યા. ૩૫

नखैर्विदारितांश्चान्यान्भक्षयंतोमहासुरान् ॥
नारसिंहोचचाराजोनादापूर्णदिगंबरा ॥३६॥

તેમજ નૃસિંહની અંશભૂત જે નાર-
સિંહી તે, કેટલાક અસુરોને પોતાના નખ
વડે વિદારણ કરીને ભક્ષણ કરતા થકા; એ
યુદ્ધ ભૂમિમા પોતાના નૃસિંહ નામના
નાદથી, સકળ દિશાઓ ગર્જનાયુક્ત કરતા
થકા સંચાર કરવા લાગ્યાં ૩૬

चंडाट्टहासैरसुराः शिवदूत्यभिदूषिताः
पेतुः पृथिव्यापतितास्तांश्चखादाथसातदा॥३७।

અને જે શિવદૂત નામે હતા, તેમણે
તો મહા કોપ યુક્ત અટ્ટહાસ શબ્દ વડેજ
અસુરોને આડે અવળે ભાગે દુઃખ દીધુ,
તેથી તેમના હૃદય ભિન્ન થઇને ભૂમિ પર

પડવા, પછી એ અસુરોને ભક્ષણ પણ કર્યો ૩૭

इतिमातृगणक्रुद्धमर्द्यतंमहासुरान् ॥
दृष्ट्वाऽभ्युपायैर्विविधैर्नेशुर्देवारिसैनिकाः ॥३८॥

એ પ્રકારે બ્રાહ્મી, મહેશ્વરી, વૈષ્ણવી, કૌમારી, ઐંદ્રી, વારાહી, નારસિંહી તથા શિવદૂતી નામની ચામુંડા એવા માતાઓનો સમુદાય અત્યંત ક્રોધયમાન થઇને, એ મહા અસુરોનું મર્દન કરે છે એવું જોતાંજ, બીજી દૈત્ય સેનાઓએ માતૃગણનો પરાભવ કરવા સારૂ અનેક પ્રકારના યુદ્ધ સાધનભૂત ઉપાય કર્યા ૩૮

पलायनपरान्दृष्ट्वादैत्यान्मातृगणार्दितान् ॥
योद्धुमभ्याययौक्रुद्धोरक्तबीजोमहासुरः ॥३९॥

તથાપિ એ સૈનિક દૈત્યો કોઈપણ પ્રકારનો ઉપાય કરવા બાબત સમર્થ ન થતા, એ માતૃગણથી અત્યંત પીડિત થયાને લીધે, તેઓજ પલાયન કરવા લાગ્યા. એવું જોતા જ રક્તબીજ નામનો જે મહા અસુર હતો તે એ માતૃગણ સાથે યુદ્ધ કરવા સારૂ અતિક્રોધથી તેમની સન્મુખ આવ્યો. ૩૯

रक्तबिंदुर्यदाभूमौपतत्यस्यशरीरतः ॥
सतुत्पततिमेदिन्यातत्प्रमाणोमहासुरः ॥४०॥

એ રક્તબીજ એવો હતો કે, તેના શરીર થકી રક્તનું બિંદુ, ભૂમિ પર પડે, તો તત્કાલ તેના જેવડો અને તેના સરખોજ પરાક્રમી મહા અસુર ઉત્પન્ન થાય. ૪૦

युयुधे सगदापाणिरिंद्रशक्त्यामहासुरः ॥

ततश्चैंद्रीस्ववज्रेणरक्तबीजमताडयत् ॥४१॥

એ રીતનો જે રક્તબીજ મહા અસુર હતો, તે હાથમા ગદા તથા ઇંદ્રશક્તિ લેઇને યુદ્ધ કરવા લાગ્યો. એ સમય એ માતૃ ગણુમાંના ઐંદ્રા દેવીએ પોતાના વજ્ર વડે એ રક્તબીજને તાડન કર્યું ૪૧

कुलिशेनाहतस्याशुबहुसुस्त्रावशोणितम् ॥
समुत्तस्थुस्ततोयोधास्तद्रूपास्तत्पराक्रमाः॥४२॥

તે વખત એ વજ્રથી તાડીત થતાજ તેના અંગ થકી અતિ રક્તસ્ત્રાવ થયો તેથી તદ્રુપ તથા તત્તુલ્ય પરાક્રમી એવા બહુ યોદ્ધા ઉત્પન્ન થયા ૪૨

यावंतःपतितास्तस्यशरीराद्रक्तबिंदवः ॥
तावंतःपुरुषाजातास्तद्वीर्यबलविक्रमाः ॥४३॥

એ ઉત્પન્ન થએલા રક્તસભવ પુરૂષો ઉત્પન્ન થયા ४३

तेचापियुयुधुस्तत्रपुरुषा रक्तसंभवाः ॥
समंमातृभिरत्युग्रशस्त्रपाताभिभीषणम् ॥४४॥

એ ઉત્પન્ન થએલા રક્તસભવ કરતા થકા, મહા ભયંકર યુદ્ધ કરવા લાગ્યા. ४४

पुनश्चवज्रपातेनक्षतमस्यशिरोयदा ॥
ववाहरक्तपुरुषास्ततोजाताःसहस्रशः ॥४५॥

તે વખત ઐંદ્રી દેવીએ ફરીથી વજ્રપાતવડે એ રકતબીજના મસ્તકે ક્ષત (કાણું) કર્યું તેમાથી જે રકતપ્રવાહ વહેવા લાગ્યો તે થકી ફરીથી હજારો પુરૂષ ઉત્પન્ન થયા.

वैष्णवीसमरेचैनंचक्रेणाभिजघानह ॥
गदयाताडयामासऐंद्रीतमसुरेश्वरं ॥ ४६ ॥

પછી એ સમરાંગણમાં (રણભૂમિમાં) વૈષ્ણવી દેવીએ, એ રક્તબીજ અસુરેશ્વરને ચક્રવડે ઘાયલ કર્યો તથા ઐંદ્રી દેવીએ ગદાથી પ્રહાર કર્યો. ૪૬

वैष्णवीचक्रभिन्नस्यरुधिरस्रावसंभवैः ॥
सहस्रशोजगद्व्याप्तंतत्प्रमाणैर्महासुरैः ॥४७॥

તેમાં વૈષ્ણવીના ચક્રથી ભિન્ન (ચીરાઈ) થએલા રક્તબીજના રક્તસ્રાવથકી એ રક્તબીજ પ્રમાણેજ હજારો મહા અસુરો ઉત્પન્ન થઇને, તે સંપૂર્ણ જગતમાં વ્યાપ્તમાન થયા અર્થાત્ એમનાથી આખું જગત્ ભરાઇ ગયું ૪૭

शक्त्याजघानकौमारीवाराहीचतथासिना ॥
माहेश्वरीत्रिशूलेनरक्तबीजंमहासुरं ॥४८॥

તે સમય એ રક્તબીજ કૌમારિકાએ શ-
ક્તિથી, વારાહીએ ખડ્ગથી તથા માહેશ્વરી
એ ત્રિશુળથી પ્રહાર કર્યો ૪૮

सचापिगदयादैत्यःसर्वाएवाहनत्पृथक् ॥
मातॄःकोपसमाविष्टोरक्तबीजोमहासुरः ॥४९॥

પછી એ દિતીપુત્ર મહા અસુર રક્તબી-
જ, અતિ કોપાયમાન થઇને, એ બ્રહ્માણી
માહેશ્વરી વગેરે અષ્ટ માતૃકાઓને, ગદાથી
પૃથક્ પૃથક્ તાડન કરવા લાગ્યો ૪૯

तस्याहतस्यबहुधाशक्तिशूलादिभिर्भुवि ॥
पपातयोवैरक्तौघस्तेनासञ्छतशोसुराः ॥५०॥

તે વખત ચંડિકા દેવી પણ તેને બહુ
પ્રકારે શક્તિ તથા શૂલાદિકથી પ્રહાર કર-
વા લાગ્યા એટલે તેના શરીર થકી જે રક્ત-

ગો ઓઘ ( પ્રવાહ ) ભૂમિપર પડગો, તેથી અસંખ્ય અસુરો ઉત્પન્ન થયા ૫૦

तैश्चासुरासृक्संभूतैरसुरैस्सकलं जगत् ॥
व्याप्तमासीत्ततोदेवाभयमाजग्मुरुत्तमम् ॥५१॥

એ રીતના એ રક્તબીજના રક્તથકી ઉત્પન્ન થએલા અસુરોથી, સંપૂર્ણ જગત્ ભરાઇ ગયુ એમ દેખાતાજ, દેવોને અતિ ભય પ્રાપ્ત થયો. ૫૧

तान्विषण्णान्सुरान्दृष्ट्वाचंडिकाप्राहसत्वरम् ॥
उवाचकालींचामुंडेविस्तीर्णंवदनंकुरु ॥५२॥

તે ભીતીથી ખિન્ન થએલા દેવોને જોતાંજ એ ચંડિકા, દેવોને કહેવા લાગ્યા કે, બીહીશો નહીં, એવુ ત્વરાથી અભય વચન આપીને, લલાટથકી ઉત્પન્ન થએલાં કાલિ-

કાને કહેવા લાગ્યા કે, હે ચામુંડા, તમે ત-
મારૂં મુખ વિકાસો ૫૨

मच्छस्त्रपातसंभूतान्रक्तबिंदून्महासुरान् ॥
रक्तबिंदोःप्रतीच्छत्वंवक्त्रेणानेनवेगिना ॥५३॥

અને મારા શસ્ત્રપ્રહારથી રક્તબીજના
શરીરથકી રક્તબિંદુથી ઉત્પન્ન થએલા મહા
અસુરોને, ભૂમિનો સ્પર્શ થવા ન દેતા, તમે
તમારા મુખમા અતિક્ષિપ્રથી શીઘ્ર ઉતાવ-
ળથી ઝીલી લ્યો. ૫૩

भक्षयंतीचररणेतदुत्पन्नान्महासुरान् ॥
एवमेषक्षयंदैत्यःक्षीणरक्तोगमिष्यति ॥५४॥

એટલે એ રક્તબિજ નામના અસુરના
રક્તબિંદુ તમારા મુખમા પડશે, તેથી ત
મારા મોમાજ જે અસુરો ઉત્પન્ન થાય, તે-

ઓનું ભક્ષણ કરતા થકા, તમે આ રણભૂ-
મીમાં સંચાર કરો એ પ્રમાણે કરશો એ-
ટલે એ રક્તબીજ દૈત્ય, રક્ત સહિત શ-
રીરવાળો થઇને, તત્કાળ નાશ પામશે ૫૪

भक्ष्यमाणास्त्वयाचोग्रानचोत्पत्स्ययतिचापरे ॥
इत्युक्त्वातांततोदेवीशूलेनाभिजघान । ।।५५।।

એ રીતે તમે ભક્ષણ કરવા લાગશો,
એટલે તે ફરી બીજા ઉગ્ર દૈત્યો ઉત્પન્ન
થશે નહીં એ રીતનું એ કાલિકાને કહીને,
એ ચંડિકા દેવી, એ રક્તબીજ દૈત્યને
શૂલથી પ્રહાર કરવા લાગ્યા. ૫૫

मुखेनकालीजगृहेरक्तबीजस्यशोणितं ।'
ततोसावाजघानाथगदयातत्र चंडिकां ।।५६।।

ત્યારે એ કાલિકા પણ પ્રથમ કહ્યા

પ્રમાણે એ અસુરનું રક્ત ભૂમિ પર પડવા ન દેતા, મોઢાવડે ગ્રહણ કરવા લાગ્યાં એ સમે એ એસુર પણ એ યુદ્ધમા ચંડિકાને ગદાવડે પ્રહાર કરવા લાગ્યો ૫૬

नचास्यावेदनांचक्रेगदापातोल्पिकामपि ॥
तस्याहतस्यदेहात्तुबहुसुस्त्रावशोणितं ॥ ५७॥

તથાપિ એ ચંડિકા સાક્ષાત ચિદાનંદરૂપ હોવાને લીધે તેમને એ ગદા પ્રહારથી કિંચિત્ પણ વેદના થઇ નહીં; પરંતુ એ અસુરના દેહથકી માત્ર દેવીના શૂલપ્રહારથી અતિ રક્ત વહેવા લાગ્યું. ૫૭

यतस्ततस्तद्वक्त्रेणचामुंडासमतीच्छति ॥
मुखेसमुद्गतायेस्यारक्तपातान्महासुराः ॥५८॥

તે સમય એ રક્ત જ્યા જ્યા પડે ત્યા

ત્યા એ ચામુડાનુ મુખ વિસ્તીર્ણું હોવાને લીધે, તેઓ પોતના મુખવડે એ રક્ત ભ્રહણ કરવા લાગ્યા પછી તેમના મુખમા રકત પડવાથી જે જે મહા અસુરો ઉત્પન્ન થવા લાગ્યા. ૫૮

तांश्चखादाथचामुंडापपौतस्यचशोणितं ॥
देवीशूलेनवज्रेगबाणेरसिभिऋंष्टिभिः ॥५९॥

તે તે અસુરોને એ ચામુડા ભક્ષણ કરતા થકા, એ રક્તબીજના શરીરમા શેષ રહેલું રકત પણ શૂલ, વજ્ર, બાણ, ખડ્ગ તથા જેને બન્ને બાજુએ ધાર હોય છે તે ઋષ્ટિ નામના ખડ્ગ તુલ્ય આયુધવડે, ૫૯

जगानरक्तबीजंतचामुंडापीतशोणितं ॥
सपपातमहोपृष्ठेशस्त्रसंयसमाहतः ॥ ६० ॥

જેનું રક્ત ચામુંડાએ પ્રાશન કરીને નહીં
જેવું કર્યું હતું, તે રક્તબીજનો ચંડિકાએ
સંહાર કર્યો. એ રીતે શસ્ત્રસમુહથી ઘાયલ
થતાંજ એ રક્તબીજ પ્રાણરહિત થઈને
ભૂમિપર પડ્યો ૬૦

**नीरक्तश्चमहीपालरक्तबीजोमहासुरः ॥**
**ततस्तेहर्षमतुलमवापुस्त्रिदशानृप ॥ ६१ ॥**

હે રાજન્! એ રીતનો ક્ષીણરક્ત થયેલો
રક્તબીજ દૈત્ય દેવીએ માર્યો, તે સમય હે
રાજા! સકળ દેવો હર્ષ પામ્યા. ૬૧

**तेषांमातृगणोजातोननर्तासृङ्मदोद्धतः ॥६२॥**

એ પ્રમાણે એ દૈત્યોનો નાશ થતાંજ,
એ બ્રહ્માણી, માહેશ્વરી વગેરે માતૃગણોનો
સમુદાય દૈત્યોના રક્તપ્રાશનથી મદોન્મત્ત

થઈને નૃત્ય કરવા લાગ્યો. ૬૨

इतिश्री मार्कण्डेयपुराणेसावर्णिकेमन्वतरेदेवी ॥ माहात्म्येरक्तबीजवधोनामअष्टमोऽध्यायः॥ ८॥

ઇતિ શ્રી માર્કંડેયપુરાણે દેવી માહાત્મ્યે રક્તબીજ વધાખ્યો નામ સાર્થં અષ્ટમોધ્યાય ૮

॥ श्रीगणपतिर्जयति ॥

॥ राजोवाच ॥

विचित्रमिदमाख्यातभगवन्भवतामम ॥
देव्याश्चरितमाहात्म्यरक्तबीजवधाश्रितं ॥१॥

સુરથ રાજા પ્રશ્ન કરે છે કે, હે તપરૂપ ઐશ્વર્યસંપન્ન ઋષિ ! એ રક્તબીજ દૈત્યના વધજન્ય દેવીનું ચરિત્ર તથા પ્રભાવ એ

બન્ને પરમ આશ્ચર્યકારક હતા તે આપે
મને કહ્યા.                                                        ૧

भूयश्चेच्छाम्यहंश्रोतुंरक्तबीजेनिपातिते ॥
चकार शुंभोयत्कर्मनिशुंभश्चातिकोपनः ॥२॥

પરંતુ રક્તબીજનો સંહાર થયા પછી, ફરીથી શુંભ નિશુંભે અત્યંત કોપાયમાન થઇને જે કર્મ કર્યું હોય, તે શ્રવણ કરવાને હું ઇચ્છુ છું                                                        ૨

॥ ऋषिरुवाच ॥

चकारकोपमतुलंरक्तबीजेनिपातिते ॥
शुंभासुरोनिशुंभश्चहतेष्वन्येषुचाहवे ॥ ३ ॥

ઋષિ કહે છે કે, હે રાજન્ ! એ રીતે પ્રથમ વર્ણવેલા પ્રકારે, એ રણભૂમિમાં રક્તબીજ તથા બીજા પણ ઘણાક અસુરોનો

દેવીએ વધ કર્યો એટલે એ શુંભ તથા નિશુંભ એ બન્ને અસુર, અતિ કોપાય માન થયા ૩

हन्यमानंमहासैन्यंविलोक्यामर्षमुद्वहन् ॥
अभ्यधावन्निशुंभोथमुख्ययासुरसेनया ॥४॥

કારણ કે, એ અસુરોનું મહા સૈન્ય દેવીએ માર્યું તે જોતાજ, નિશુંભાસુર ક્રોધાવિષ્ટ થઈને મુખ્ય અસુર સેના સહવર્તમાન દેવીની સન્મુખ દોડતો આવ્યો ૪

तस्याग्रतस्तथापृष्ठेपार्श्वयोश्चमहासुराः ॥
संदष्टौष्टपुटाः क्रुद्धाहंतुंदेवीमुपाययुः ॥ ५ ॥

તે એમ કે, એ નિશુંભની આગળ, પાછળ તથા બન્ને બાજુએ મહા અસુરો હતા તે પણ મહા ક્રોધાયમાન હોતાથકા,

હાતવડે હોઠ પીસતા છતા, દેવીનો સંહાર કરવા સારૂ તેમની આગળ આવ્યા. ૫

आजगाममहावीर्यःशुंभोपिस्वबलैर्वृतः ॥
निहंतुंचंडिकांकोपात्कृत्वायुद्धंतुमातृभिः ॥६॥

તેમજ બીજો મહા પરાક્રમથી શુંભ પણ પોતાની ચારે બાજુએ સ્વકીય મહા સૈન્ય લેઇને, એ બ્રહ્માણીના પ્રમુખપણા નીચેનાં માતૃકાઓની સાથે યુદ્ધ કરીને, ચંડિકાનો સંહાર કરવા સારૂ ક્રોધથી આવ્યો. ૬

ततोयुद्धमतीवासीद्देव्याःशुंभनिशुंभयोः ॥
शरवर्षमतीवोग्रमेघयोरिववर्षतोः ॥ ७ ॥

તે પછી દેવીની સાથે એ ઉભય (બન્ને) શુંભનિશુંભનુ મહા ભયકર યુદ્ધ થવા લાગ્યું તેમાં જેમ પૂર્વ પશ્ચિમથી ચડી આવેલા

બન્ને બૈરનો વ સાહ પડે છે, તેમ એ બન્નેની અતિ બહુવૃષ્ટિ થવા લાગી. ૭

चिच्छेदाऽस्तः शरांस्ताभ्यां चंडिका स्वशरोत्करैः
ताडयामास चांगेषु शस्त्रौघैरसुरेश्वरौ ॥ ८ ॥

એ રીતે તેમણે જે જે બાણ નાખ્યાં, તેઓનું ચંડિકા, પોતાના બાણોના સમુદાય વડે છેદન કરતા થકા, એ બન્ને અસુરેશ્વરોનાં સર્વાંગોમાં અનેક પ્રકાર શસ્ત્રોના સમુદાયથી તાડન કરવા લાગ્યાં. ૮

निशुंभो निशितं खड्गं चर्म चादाय सुप्रभं ॥
अताडयन्मूर्ध्नि सिंहं देव्या वाहनमुत्तमं ॥ ९ ॥

એવામાં નિશુંભે અતિ તીક્ષ્ણ ખડ્ગ તથા પ્રકાશ યુક્ત ચર્મ (ઢાલ) લેઈને, દેવીના ઉત્તમ વાહન સિંહના મસ્તકમાં ખડ્ગ પ્રા-

પટચુ ૯

ताडितेवाहनेदेवीक्षुरप्रेणासिमुत्तमं ॥
निशुंभस्याशुचिच्छेदचर्मचाप्यष्टचंद्रकं ॥१०॥

એ રીતે તેણે પોતાના વાહનને તાડન કર્યું, એટલે દેવીએ અતિ તિક્ષ્ણ બાણથી, એ નિશુંભનું ખડ્ગ તથા આઠ પ્રકારના રત્નોથી જડાવેલી ચંદ્ર તુલ્ય ઢાલ પણ છેદન કરી. ૧૦

छिन्नेचर्मणिखड्गेचशक्तिंचिक्षेपसोसुरः ॥
तामप्यस्यद्विधाचक्रेचक्रेणाभिमुखागतां ॥११॥

એ રીતે ખડ્ગ તથા ઢાલ છેદન થયાં, એટલે એ અસુરે દેવીપર શક્તિ નામનું શસ્ત્ર ફેંક્યું; તે સન્મુખ આવેલું જોઇને, દેવીએ પોતાના ચક્રવડે તેના પણ બે કકડા

કચી. ૧૧

कोपाध्मातोनिशुंभोथशूलंजग्राहदानवः ॥
आयांतंमुष्टिपातेनदेवीतच्चाप्यचूर्णयत् ॥१२॥

તે સમય એ નિશુંભ દાનવે, કોપયુક્ત પણે ગર્જના કરીને, દેવીપર શૂલ નાખ્યું. પછી દેવીએ પોતાનાપર આવેલા એ શૂલનું મુષ્ટિ પ્રહારવડે ચૂર્ણ કર્યું ૧૨

आविध्याथगदांसोपिचिक्षेपचंडिकांप्रति ॥
सापिदेव्यास्त्रिशूलेनभिन्नाभस्मत्वमागता ॥१३॥

તે સમય એ ગદા ફેરવીને ચંડિકા પર નાંખી તે પણ એ દેવીના ત્રિશૂલથી ભાગીને ભસ્મ થઈ. ૧૩

ततःपरशुहस्तंतमायांतंदैत्यपुंगवं ॥
आहत्यदेवीबाणौघैरपातयतभूतले ॥ १४ ॥

તે પછી એ દૈત્યોનો શ્રેષ્ઠ નિશુંભ, ફરીથી હાથમાં ફરશી લેઇને, દેવીપર ધાઇ આવ્યો, ત્યારે દેવીએ બાણોના સમુદાયથી ઘાયલ કરીને ભુતલપર પાડયો. ૧૪

तस्मिन्निपतिते भूमौ निशुंभे भीमविक्रमे ॥
भ्रातर्यतीवसंक्रुद्धः प्रययौ हंतुमंबिकां ॥१५॥

એ રીતે નિશુંભ ભુમિપર પડયો, એટલે જેનો જ્યેષ્ટ બંધુ મહા પરાક્રમી શુંભ, પોતાના બંધુને પાડનાર અંબિકાપર ક્રોધાયમાન થઇને યુદ્ધ કરવાને આવ્યો. ૧૫

सरथस्थस्तथात्युच्चैर्गृहीतपरमायुधैः
भुजैरष्टाभिरतुलैर्व्याप्याशेषं बभौ नभः ॥१६॥

તે એમ કે, રથમાં બેસવા છતાં, હાથી અનુપમ અષ્ટ ભુજાઓમાં આઠ પ્રકારનાં

ઉત્કૃષ્ટ આયુધો ગ્રહણ કર્યાં, તેનું તેજ આકાશને વ્યાપ્ત કરતું હોય એવાં શોભવા લાગ્યાં.. ૧૬

तथायांतंसमालोक्यदेवीशंखमवादयत् ॥
ज्याशब्दंचापिधनुषश्चकारातीवदुस्सहं ॥१७॥

એ પ્રકારનો એ પોતાપર આવેછે એમ જોતાજ, દેવીએ શંખનાદ કર્યો, અને એ દૈત્યોને અતિ દુસ્સહ ( સહન ન થાય તેવી ) ધનુંષ પ્રત્યંચા ( પણુચ્છનો ટંકાર્વ કર્યો. ૧૭

पूरयामासककुभोनिजघंटास्वनेनच ॥
समस्तदैत्यसैन्यानांतेजोवधविधायिना ॥१८

તેમજ દેવીએ પણ સમસ્ત દૈત્ય સૈન્યનો પરાભવ કરે એવો પોતાના ઘંટાનો

નાદ કરીને તેમણે દશે દિશાઓ નાદિત કરી. ૧૮

तत:सिंहोमहानादैस्त्याजितेभमहामदै ॥
पूरयामासगगनगांतथैवदिशोदश ॥ १९ ॥

તે પછી દેવીના સિંહે પણ મહા નાદ વડે સંપૂર્ણ આકાશ, પૃથ્વી તથા દશે દિશાઓ પૂર્ણ નાદયુક્ત કરી. એ નાદ શ્રવણ કરતાંજ એ દૈત્ય સેનામાના મહા મદયુકત હસ્તીઓ પણ પોતાના મહા મદને તજવા લાગ્યા. ૧૯

ततःकालीसमुत्पत्यगगनंक्ष्मामताडयत् ॥ ॥
कराभ्यांतन्निनादेनप्राक्स्वनास्तेतिरोहिताः२०

તે સમય કાલિકાએ આકાશમાં ઉડાણ કરીને, ફરીથી નિચે આવીને, બન્ને હાથ

ઙે પૃથ્વીને તાડન કર્યું, તેથી જે નાદ ઉત્પન્ન થયો તે એવો કે, એ નાદને લીધે પ્રથમના સર્વ નાદોનું આચ્છાદન થયું, ૨૦

अट्टाट्टहासमशिवंशिवदूतीचकारह ॥
तैःशब्दैरसुरास्त्रेसुःशुंभःकोपंपरंययौ ॥ २१ ॥

અને એ શિવદૂતીએ, તેઓને ભયાનક છતાં, અતિ મોટો અટ્ટહાસ શબ્દ કર્યો. એ શબ્દોને લીધે સર્વ અસુરોને ત્રાસ ઉત્પન્ન થયા તથા શુંભ અતિ કોપાયમાન થયો ૨૧

दुरात्मस्तिष्ठतिष्ठतिव्याजहारांबिकायदा ॥
तदाजयेत्यभिहितंदेवैराकाशसंस्थितैः ॥२२॥

તે સમય અંબિકા દેવી, હે દુષ્ટ, ઉભો રહે, એવું જ્યારે એ શુંભાસુરને કહેવા

લાગ્યાં, તે વખત યુદ્ધ જોવા સારૂ અંત-
રીક્ષ આવેલા દેવોએ જય જયકાર શબ્દ
કર્યો. ૨૨

शुंभेनागत्ययाशक्तिर्मुक्ताज्वालातिभीषणा ॥
आयांतीवह्निकूटाभासानिरस्तामहोल्कया २२

એટલામા એ શુંભે આગળ આવીને,
મહા ભયંકર જાજ્વલ્યમાન શક્તિ દેવીપર
નાંખી, તે કેવલ અગ્નિના ઢગલા જેવીજ
આવેછે એમ જોઇને, દેવીએ તત્કાળ મુકેલી
મહોલ્કા નામની શકિત વડે તેનો નાશ
કર્યો. ૨૩

सिंहनादेनशुंभस्यव्याप्तंलोकत्रयांत्तरं ॥
निर्घातनिःस्वनोघोरोजितवानवनीपते ॥ २४॥

તે સમય એ શુંભે સિંહ સમાન નાદ

કર્યો, તેથી સંપૂર્ણ ત્રૈલોક્ય ગર્જના યુક્ત થયું તથાપિ હે પૃથ્વીપત, દેવીએ જે મહા ભયંકર ઉત્પત ધ્વની કરી તેથી એ અસુરનો સિંહનાદ પરાજીત થયો. ૨૪

શુંભમુક્તાઞ્છરાન્દેવી શુંભસ્તત્પ્રહિતાઞ્છરાન્ ॥
ચિચ્છેદ સ્વશરૈરુગ્રૈઃ શતશોઽથ સહસ્રશઃ ॥ ૨૫॥

પછી શુંભે જે બાણ દેવી પર નાંખ્યું, તેનુ દેવીએ પોતાના બાણવડે છેદન કર્યુ તથા દેવીએ જે બાણ તેનાપર છોડયું, તેનુ એ શુંભે છેદન કર્યું એ રીતે પરસ્પરના લક્ષાવધી બાણોનું પોત પોતાનાં બાણોવડે છેદન કર્યું તે ઉપરથી દેવી તથા શુંભનું સમાન યુદ્ધ થયું. ૨૫

તતઃસાચંડિકાક્રુદ્ધાશૂલેનાભિજઘાનતં ॥

सतदाभिहतोभूमौमूर्च्छितोनिपपातह ॥२६॥

તે પછી ચંડિકાએ ક્રોધાયમાન થઈને તેનાપર શુલ પ્રહાર કર્યો તે વખત એ શુંભ ઘાયલ થતાજ તત્કાળ મૂછિત થઈને ભુમીપર પડયો ૨૬

ततोनिशुंभःसंप्राप्यचेतनामात्तकार्मुकः ॥
आजघानशरैर्देवींकालींकेसरिणंतथा ॥२७॥

તો એટલામાં પ્રથમ મૂર્છિત થયેલો નિશુભ સાવધ થતાંજ, તેણે ધનુષ્ય બાણ વડેજ દેવીના સિંહને તાડન કર્યું. ૨૭

पुनश्चकृत्वाबाहूनामयुतंदनुजेश्वरः ॥
चक्रायुधेनदितिजश्छादयामासचंडिकां ॥२८॥

અને દનુપુત્ર છતાં દિતિપુત્ર દૈત્ય સમાનના સ્વભાવને લીધે એને દૈત્ય પણ કહે

છે. એવા હનુજેશ્વરે નિશુંભે ફરીથી પોતાને દશ સહસ્ર બાહુ ઉત્પન્ન કરીને, તે સઘળા ઓમાં આયુધ ચક્રો ધરીને તે વડે ચંડિકાને આચ્છાદન કર્યાં. ૨૮

ततोभगवतीक्रुद्धादुर्गादुर्गार्तिनाशिनी ॥
चिच्छेदतानिचक्राणिस्वशरैःसायकांश्चतान् २९

તે સમય ભક્તોને મહા સંકટોમાંથી મુક્ત કરનારા દુર્ગા દેવીએ અતિ કોપાયમાન થઇને તે ચક્રોનુ તથા પ્રથમ નાંખેલાં બાણોનું પોતાનાં બાણોવડે છેદન કર્યુ.૨૯

ततोनिशुंभोवेगेनगदामादायचंडिकां ॥
अभ्यधावतवैहतुंदैत्यसैन्यसमावृतः ॥ ३० ॥

તે પછી એ નિશુભ ગદા લેઇને; દૈત્યસેના સહવર્તમાન અતિવેગથી એ ચંડિ-

કાનો સંહાર કરવા સારૂ, તેમની સન્મુખ ધાઈ આવ્યો. ૩૦

दृश्यापततएवाशुगदांचिच्छेदचांडिका ॥
खङ्गेनशितधारेणसचशूलंसमाददे ॥ ३१ ॥

એ રીતે એ આવી મળતા તુરતજ ચંડિકાએ, તિક્ષ્ણ ધારાયુક્ત ખડ્ગથી તેની ગદાનું છેદન કરતાજ તેણે ફરીથી શુલ ધારણ કર્યું. ૩૧

शुलहस्तंसमायांतंनिशुंभममरार्दनं ॥
हृदिविव्याधशूलेनवेगाविद्धेनचंडिका ॥३२॥

અને દેવોને પીડા કરનારો એ નિશુંભ હાથમાં શુલ લેઇને, સન્મુખ આવવા લાગ્યો, એટલામાં ચંડિકાએ, તત્કાલ પોતાના શૂલવડે તેના હૃદયમાં તાડન કર્યું.

भिन्नस्यतस्यशूलेनहृदयान्निःसृतोपरः ॥
महाबलोमहावीर्यस्तिष्ठेतिपुरुषोवदन् ॥३३॥

તે વખત એ નિશુંભનું હૃદય શૂલથી છિન્નભિન્ન થતાંજ તેનામાંથી એક મહા પરાક્રમી એવો એક પુરૂષ ઉત્પન્ન થઇને, ઉભી રહે એમ દેવીને કહેવા લાગ્યો. ૩૩

तस्यनिष्क्रामतोदेवीमहस्यस्वनवत्ततः ॥
शिरश्चिच्छेदखड्गेनततोसावपतद्भुवि ॥ ३४ ॥

એ રીતે એ દૈત્યના હૃદયમાથી બાહેર નિકળતાંજ દેવીએ, અતિ ગર્જના યુક્ત હાસ્ય કરીને પુરૂષનો ખડ્ગ વડે શિરચ્છેદ કરતાંજ તે તત્કાળ ભૂમીપર પડ્યો. ૩૪

ततःसिंहश्चखादोग्रदंष्ट्राक्षुण्णशिरोधरान् ॥
असुरांस्तांस्तथदूाकालीशिवतितथापरान् ३५

પછી દેવીના સિંહે પોતના ઉત્તમ દંત વડે કેટલાક અસુરોના મસ્તકના કેશ ખેંચીને, તેમનું ભક્ષણ કર્યું, તેમજ કાલિકાએ તથા શિવદૂતીએ પણ બીજા અસુરોને ભક્ષણ કર્યાં ૩૫

कौमारीशक्तिनिर्भिन्नाकेचिन्नेशुर्महासुराः ॥
ब्रह्माणीमंत्रपूतेनतोयेनान्येनिराकृताः ॥३६॥

વળી કેટલાએક મહા અસુરો કુમારીના શક્તિ નામના શસ્ત્રના પ્રહારને લીધે અતિ છિન્નભિન્ન થઇને નાશ પામ્યા, તથા તે સિવાય બીજા અસુર બ્રહ્માણીના પ્રણવમંત્ર વડે અભિમંત્રિત કરેલા જળથી મૃત્યુપામ્યા.

माहेश्वरीत्रिशूलेनभिन्नाःपेतुस्तथापरे ॥
वाराहीतुंडघातेनकेचिच्चूर्णीकृताभुवि ॥३७

તેમજ બીજા કેટલાએક માહેશ્વરીના ત્રિશૂલથી છિન્નભિન્ન થઇને પડ્યા, તથા કેટલાએક અસુર, વારાહીના મુખ પ્રહારથી ચુર્ણ થઇને ભુમિપર પડયા. ૩૭

खंडंखंडचचक्रेणवैष्णव्यादानवाःकृताः
वज्रेणचैंद्रीहस्ताग्रविमुक्तेनतथापरे ॥ ३८ ॥

અને વૈષ્ણવની દેવીએ શસ્ત્રવડે તથા ઐંદ્રીએ પોતાના હાથથકી છોડેલા વજ્રવડે, બીજા કેટલાએક દાનવોના અંગના કડકા કર્યા ૩૮

केचिद्विनेशुरसुराःकेचिन्नष्टामहाहवात् ॥
भक्षिताश्चापरेकालीशिवदूतीमृगाधिपैः ॥ ३९ ॥

એ રીતે કેટલાક અસુર નાશ પામ્યા, કેટલાએક એ મહા યુદ્ધમાથી નાશી ગયા

તથા તે સિવાયના બીજાઓને કાલી, શિવ
દુતી તથા સિંહે ભક્ષણ કર્યો. ૩૯

इतिश्रीमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवी
माहात्म्येनिशुंभवधोनामनवमोऽध्यायः ॥९॥

ઇતિ શ્રી માર્કંડેય પુરાણે સાવર્ણીકે મન્વતરે દેવી
મહાત્મ્યે નિશુંભવધો નામ નવમોધ્યાય ૯

---

## ॥ श्रीगणपतिर्जयति ॥

### ॥ ऋषिरुवाच ॥

निशुंभंनिहतंदृष्ट्वाभ्रातरंप्राणसंमितं ॥
हन्यमानबलंचैवशुंभःक्रुद्धोब्रवीद्वचः ॥ १ ॥

ઋષિ કહે છે એ રીતે પોતાના પ્રાણ
તુલ્ય નિશુંભ નામના બંધુને દેવીએ માર્યો

છતાં, સકળ સૈન્યનો પણ નાશ કર્યો. તે અવલોકન કરતાજ, શુંભ ક્રોધાયમાન થઇને, દેવીને કહેવા લાગ્યો. ૧

बलावलेपदुष्टेत्वमादुर्गेगर्वमावह ॥
अन्यासांबलमाश्रित्ययुध्यसेचातिमानिनी॥२॥

કે, હે દુષ્ટ દુર્ગા, તું બળના અભિમાનથી ગર્વ ધારણ કરીશ નહીં, કારણ કે, તું અતિ અભિમાનિની છતા, બીજાઓના બળનો આશ્રય કરીને યુદ્ધ કરે છે ૨

॥ देव्युवाच ॥

एकैवाहंजगत्यत्रद्वितियाकाममापरा ॥
पश्यैतादुष्टमय्येवविशंत्योमद्विभूतयः ॥३॥

દેવી કહે છે હે દુષ્ટ, આ જગતમા હું દ્વિતીય ભેદ રહિત એવી એક છું મારા

સિવાય બીજુ મને સહાય કરનારૂ કોણ છે? કોઇપણ નહી શા ઉપરથી? એમ પુછીશ તો જો, આ મારી વિભૂતિ મારામા પ્રવેશ કરે છે ૩

ततःसमस्तास्तादेव्योब्रह्माणीप्रमुखालयं ॥
तस्यादेव्यास्तनौजग्मुरेकवासीत्तदांबिका ॥४॥

એવુ કહેતાજ એ બ્રહ્માણીના પ્રમુખપણા નિચે સમસ્ત દેવીઓ, એ અંબિકાના શરીરમા પ્રવેશ કરીને એકત્વ પામ્યા. પછી એ અંબિકા માત્ર એક રૂપેજ રહ્યા ૪

॥ देव्युवाच ॥

अहंविभूत्याबहुभिरिहरूपैर्यदास्थिता ॥
तत्संहृतंमयैकैवतिष्ठाम्याजौस्थिता ॥ ५ ॥

અને એ શુંભને કહેવા લાગ્યાં કે, હું

મારા ઐશ્વર્ય બળથી પ્રથમ બહુ રૂપો ધારણ કરીને અહીં ઉભી હતી, પછી એ સર્વ રૂપો એક રૂપમા મેળવી લેઇને, હું એકલીજ સિદ્ધ (તૈયાર) છુ. હવે તું યુદ્ધને અર્થે તૈયાર થા ૫

॥ ऋषिरुवाच ॥

ततःप्रवृत्तेयुद्धंदेव्याःशुम्भस्यचोभयोः ॥
पश्यतांसर्वदेवानामसुराणांचदारुणं ॥६॥

ઋષિ કહે છે. તેમણે એવુ ભાષણ કર્યા પછી, સર્વ દેવો તથા અસુરોના દેખવા છતા, દેવી તથા શુંભનુ મહા ભયકર યુદ્ધ પ્રવૃત્ત થયું. ૬

शरवर्षैःशितैः शस्त्रैस्तथास्त्रैश्चैवदारुणै ॥
तयोर्युद्धमभूद्भूयः सर्वलोकभयंकरं ॥ ७ ॥

તે મ કે, જે યુદ્ધમા બાણુ તિક્ષ્ણુ શસ્ત્ર તથા મહા ભયંકર અસ્ત્રોની પરસ્પર વૃષ્ટિ થવા લાગી. એ રીતે એ બન્નેનું સર્વ લોકને ભયંકર એવું મોટુ યુદ્ધ થવા લાગ્યુ. ૭

दिव्यान्यस्त्राणिशतशोमुमुचेयान्यथांबिका ॥
बभंजतानिदैत्येंद्रस्तत्प्रतीघातकर्तृभिः ॥ ८ ॥

એ વખત એ અંબિકા દેવી, જે જે શતાવધી ( સેકડો ) દીવ્ય અસ્ત્રો ફેંકવા લાગ્યાં, તે તે અસ્ત્રોપર તેમને ભાગી નાખનારાં પ્રતિઅસ્ત્રો નાખીને, એ અસ્ત્રોનો એ દૈત્યેંદ્ર ભંગ કરવા લાગ્યો ૮

मुक्तानितेनचास्त्राणिदिव्यानिपरमेश्वरी ॥
बभंजलीलयैवोग्रहुंकारोच्चारणादिभिः ॥९॥

અને એ શુંભ જે જે દીવ્ય અસ્ત્રો છે કે, તેનો એ પરમેશ્વરી સહજ લીલા વડે ઉગ્ર હુંકારારૂપ ગર્જનાદિક વડે ભંગ કરવા લાગ્યાં. ૯

ततश्शरशतैर्देवीमाच्छादयतसोऽसुरः ॥
सापितत्कुपितादेवीधनुश्चिच्छेदेषुभिः ॥ १० ॥

એ રીતે થવા છતાં, એ અસુરે શતાવધી બાણો વડે દેવીને આચ્છાદન (ઘેરવું) કર્યાં. તે વખત એ દેવીએ કોપયુક્ત થઇને, એ સકળ બાણોનો નાશ કરીને, પોતાના બાણવડે એ અસુરનું ધનુષ્ય છેદન કર્યું ૧૦

छिन्नेधनुषिदैत्येंद्रस्तथाशक्तिमथाददे ॥
चिच्छेददेवीचक्रेणतामप्यस्यकरेस्थिताम् ११

એ રીતે ધનુષ્ય ભાગ્યુ એટલે એ દૈત્યેંદ્રે,

તત્કાળ શક્તિ નમનું શસ્ત્ર ધારણ કર્યું, એટલામા દેવીએ એ શસ્ત્ર એ અસુરના હાથમા હતું તેમ છતા, તેનુ પોતાના ચક્ર વડે છેદન કર્યું ૧૧

ततः खड्गमुपादाय शतचंद्रं च भानुमत् ॥
अभ्यधावत्ततां देवीं दैत्यानामधिपेश्वरः ॥१२॥

તે પછી એ દૈત્યાધિપતિ શુંભ મહા સામર્થ્યથી, જેના ચંદ્ર સમાનનાં સો કિરણો આડીઅવળી બાજુઓએ ચમકી રહ્યાં છે એવુ ખડ્ગ ધારણ કરીને, રથારૂઢ છતાજ દેવીની સન્મુખ દોડતો આવ્યો. ૧૨

तस्यापतत एवाशु खड्गं चिच्छेद चंडिका ॥
धनुर्मुक्तैः शितैर्बाणैश्चर्म चार्ककरामलं ॥
अश्वांश्च पातयामास रथं सारथिना सह ॥१३॥

એ રીતનો એ અસુર દોડતો આવતો હતો, એટલામા એ ચંડિકાએ ધનુષ્ય થકી ફેંકેલા તિક્ષ્ણ બાણુવડે ખડ્ગ, સૂર્ય કિરણ સમાન પ્રકાશયુક્ત ઢાલ, અશ્વ તથા રથ સહિત સારથી વગેરે સર્વેનું એકજ કાળે છેદન કર્યું. ૧૩

हताश्वःसतदादैत्यश्छिन्नधन्वाविसारथिः
जग्राहमुद्गरंघोरमंबिकानिधनोद्यतः ॥१४॥

એ રીતે પોતાનું ધનુષ્ય ભાગવા છતા, અશ્વ તથા સારથીનો પણ નાશ થયાને લીધે, એ દૈત્ય વિરથ (રથ વગરનો) થયો, તથાપિ તેણે અંબિકાના વધ બાબત ઉદ્યુક્ત થઇને, મહા ભયંકર મુદ્ગર ધારણ કર્યુ.૧૪

चिच्छेदापततस्तस्यमुद्गरंनिशितैः शरैः ॥

तथापिसोभ्यधावत्तांमुष्टिमुद्यम्यवेगवान् १५

અને દેવી પર દોડીને આવવા લાગ્યો. એટલામાં દેવીએ અતિ તિક્ષ્ણ બાણવડે એ મુદ્ગરનું પણ છેદન કરયું, તથાપિ તે હાથની મુઠ્ઠી વાળીને, અતિ વેગથી દેવી-પર દોડી આવ્યો. ૧૫

समुष्टिंपातयामासहृदयेदैत्यपुंगव ॥
देव्यास्तंचापिसादेवीतलेनोरस्यताडयत् १६

અને એ દૈત્યેન્દ્રે દેવીના હૃદયપર મુષ્ટિ-પ્રહાર કર્યો, તે વખત દેવીએ પણ તેની છાતીપર હાથવડે લાપટ મારી. ૧૬

तलप्रहाराभिहतोनिपपातमहीतले ॥
सदैत्यराजःसहसापुनरेवतथोत्थितः ॥ १७॥

તે વખત એ દૈત્યરાજ એ લાપટના પ્ર

હારથી તાડિત થતાજ પૃથ્વી પર પડયો.
એટલામાં તેવોજ ફરીથી એકદમ ઉડયો ૧૭

उत्पत्यचप्रगृह्योच्चैर्देवींगगनमास्थितः ॥
तत्रापिसानिराधारायुयुधेतेनचंडिका ॥१८॥

અને તત્કાળ દેવીને લેઇને, આકાશમા જઇને, ઉભો રહ્યો તે સમય ત્યાંજ એ ચંડિકા નિરાધાર છતાં, એ અસુરની સાથે યુદ્ધ કરવા લાગ્યા ૧૮

नियुद्धंखेतदादैत्यश्चंडिकाचपरस्परम् ॥
चक्रतुः प्रथमसिद्धमुनिविविस्मयकारकं ॥१९

તે યુદ્ધ એવુ કે, આકાશમાં એ દૈત્ય તથા ચંડિકા એ બન્ને મુખ્યત્વે પરસ્પરનો વધ કરવા સારૂ બાહુયુદ્ધ કરવા લાગ્યા. તે સમય ત્યા સિદ્ધ નામના દેવ તથા

ઋષિઓ હતા તેઓને એ યુદ્ધ આશ્ચર્ય-કારક ભાસ્યુ ૧૯

ततोनियुद्धंसुचिरंकृत्वातेनाम्बिकासह ॥
उत्पाट्यभ्रामयामासयिक्षेपधरणीतले ॥२०॥

એ રીતે અંબિકાએ તેની સાથે ઘણા વખત સુધી બાહુયુદ્ધ કરીને, તેને ઉચકીને, દડીની પેઠે ઉંચે ફેંક્યો પછી તેને ફરીથી નીચે આવતાજ ચંડિકાએ તેનો પગ પકડીને, માથા ઉપર ફેરવી, પૃથ્વી પર નાખ્યો. ૨૦

सक्षिप्तोधरणींप्राप्यमुष्टिमुद्यम्यवेगवान् ॥
अभ्यधावतदुष्टात्माचंडिकानिधनेच्छया २१

એ રીતે તેને ધરણી પર પાડ્યા છતા પણ, તે માત્ર ધરણીને સ્પર્શ કરીને ઉઠ્યો,

અને ફરીથી મુષ્ટિ વાળીને, એ દુરાત્મા અતિ વેગવડે એ ચંડિકાનો વધ કરવાની ઇચ્છાથી તેમનાપર ધઇ આવ્યો. ૨૧

तमायांततोदेवीसर्वदैत्यजनेश्वरं ॥
जगत्यांपातयामासभित्वाशूलेनवक्षासि ॥२२॥

એ રીતે એ સકળ દૈત્યોનો ઇશ્વર શુંભ, જેવો ધાઇને આવવા લાગ્યો, તેવેંજ એ દેવીએ શૂલ પ્રહારથી તેનું વક્ષસ્થલ (છાતી) વિદારણ કરીને, તેને પૃથ્વીપર પાડયો. ૨૨

सगतासुःपपातोर्व्यांदेवीशूलाग्रविक्षतः ॥
चालयन्सकलांपृथ्वींसाब्धिद्वीपांसपर्वतां २३

એ રીતે એ શુંભ, દેવીના શુલાગ્રથી વિદારણ થતાજ તત્કાળ ગતપ્રાણ થઇને, પૃથ્વીપર પડયો. તે સમય સાત સમુદ્ર,

સાત દ્વિપ, તથા પર્વતો સહિતની સકળ પૃથ્વી કંપાયમાન થઈ ૨૩

ततःप्रसन्नमखिलंहतेतस्मिन्दुरात्मनि ॥
जगत्स्वास्थ्यमतीवापनिर्मलंचाभवन्नः ॥२४॥

એ રીતનો એ દુરાત્મા મરણ પામ્યા પછી સંપૂર્ણ જગત પ્રસન્ન થઇને, અતિ સ્વસ્થ ચિત્ત થયું, તથા આકાશ પણ નિર્મળ થયું ૨૪

उत्पातमेघास्सोल्कायेप्रागासंस्तेशमंययुः ॥
सरितोमार्गवाहिन्यस्तथासंस्तत्रपातितं॥२५॥

અને શુભ વધ થવા પછી શાન્ત થયા થકા, તથા પ્રથમ નદીઓ જે અમર્યાદાથી વહેતી હતી, તે પણ પોતપોતાના માર્ગે વહેવા લાગી. ૨૫

ततोदेवगणास्सर्वेहर्षनिर्भरमानसाः ॥
बभूपुर्निहतेतस्मिन्गधर्वाललितंजगुः ॥२६॥

અને એ દુષ્ટનો નાશ થવાથી સર્વ દેવ ગણોનાં અંતઃકરણ હર્ષથી પરિપૂર્ણ થયા તથા ગંધર્વો સુંદર ગાયન કરવા લાગ્યા ૨૬

अवादयंस्तथैवान्येननृतुश्चाप्सरोगणाः ॥
ववुःपुण्यास्तथावातास्सुप्रभोभूद्दिवाकरः २७

તેમજ બીજા દેવ ગંધર્વ વાજાં વગા-ડવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. વાયુ પણ મંદ સુગંધ યુક્ત છતા અનુકૂલ વાવા લાગ્યો, તથા સૂર્ય પણ ઉત્કૃષ્ટ પ્રભા યુક્ત થયા ૨૭

जज्वलुश्चाग्नयश्शांताश्शांतादिग्जनितध्वनाः २

અને અગ્નિહોત્રિયોનો હવન આદિ અગ્નિ,

સૌમ્ય હોતો થકો પ્રજ્વલિત થવા લાગ્યો, તથા દશે દિશાઓમા પ્રથમ જે ઉત્પાત સૂચક ભયંકર ધ્વનિ થતી હતી તે પણ શાન્ત થઈ ૨૮

इतिश्री मार्कंण्डेयपुराणेसावर्णिकेमन्वंतरे देवी माहात्म्येशूंभवधोनामदशमोऽध्याय ॥१०॥

ઇતિશ્રી માર્કંડેય પુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી માહાત્મ્યે શુંભવધો નામ સાથ દશમોઽધ્યાય ૧૦

## ॥ श्रीगणपतिर्जयति ॥

### ॥ ऋषिरुवाच ॥

देव्याहतेतत्रमहासुरेंद्रेसेंद्राः सुरावह्निपुरो गमास्तां ॥ कात्यायनींतुष्टुवुरिष्टलाभाद्विकासिवक्राब्जविकासिताशाः ॥१॥

ઋષિ કહે છે એ રીતે પ્રથમ વર્ણવ્યા પ્રમાણે દેવીએ એ મહા અસુરેદ્રનો સંહાર કર્યો પછી ઇંદ્ર સહિત અગ્નિના પ્રમુખપણા નીચે સકળ દેવો એ શુંભ નિશુંભાદિકના વધરૂપી ઈષ્ટ લાભથી પ્રસન્ન મુખ થઇને, એ યુદ્ધભૂમિમા, પોતાની કાન્તીથી દશે દિશાઓ પ્રકાશિત કરનારા એ કાત્યાયની દેવીની સ્તુતિ કરવા લાગ્યા. ૧

देविप्रपन्नार्त्तिहरे प्रसीदप्रसीदमातर्जगतोखिलस्य ॥ प्रसीद विश्वेश्वरिपाहि विश्वंत्वमीश्वरी-देविचराचरस्य ॥ २ ॥

તે એવી રીતે કે, હે દેવી, હે માતા, તમે શરણાંગત ભક્તજનોની સકળ પીડાઓ પરિહાર કરનારાં હોવાને આ સકળ ભક્ત-

જનોપર વારવાર પ્રસન્ન થાઓ, અને હે દેવી, તમે સકળ ચરાચર વિશ્વમા સ્વતત્ર છો અર્થાત્ તમારાથકી બીજા સર્વ વિશ્વો આપને વિષે પરતત્ર હોવા ઉપરથી તમે વિશ્વના નિયામાક સ્વામિની છો, માટે આ વિશ્વપર તમે સદા પ્રસન્ન છતા તેનું પાલન કરો. ૨

आधारभूताजगतस्त्वमे कामहीस्वरूपेणयतःस्थितासि ॥ अपांस्वरूपस्थितयात्वयैतदाप्यायतेकृत्स्नमलंघ्यवीर्ये ॥३॥

તેમજ પૃથ્વી સ્વરૂપે સ્થિત હોવા ઉપરથી તમે એકલાજ સકળ જગત્‌ને આધારભૂત છો, અને જળમાં જળ સ્વરૂપે સ્થિત હોવાને લીધે તમે આ સમસ્ત પ્રાણીમાત્રનું

જીવન કરો છો, માટે તમારૂં સામર્થ્ય દુર્નીવાર્ય છે. ૩

ત્વંવૈષ્ણવી શક્તિરનંતવીર્યા વિશ્વસ્યબીજં-
परमासिमाया ॥ संमोहितंदेवि समस्तमेतत्त्वंवै
प्रसन्नाभुविमुक्तिहेतुः ॥ ४ ॥

તેમજ તમે અનંત પરાક્રમ સંપન્ન એવા વૈષ્ણવની શક્તિ હોવાને લીધે આપને વિષે જગત્‌નું પાલન કરવાની શક્તિ છે, તમે સાક્ષાત આદિ માયા હોવાને લીધે વિશ્વોત્પત્તિનાં કારણભૂત મુખ્ય બીજરૂપી છો; તેમજ હે દેવી, તમે અવિદ્યારૂપ છતાં આ સમસ્ત જગતને સંસારમાં અહંમમતા રૂપે અતિ મોહિત કરો છો. ત્યારે અર્થાત્ હું કોઇને મુક્ત કરતી નથી કે શું ? જો

એવી શંકા કરશો તો કહું છું કે, તમે જેનાપર પ્રસન્ન થશો તેનેજ આ પૃથ્વીને વિષે તમે મુક્તિનું કારણ થાઓ છો. ૪

विद्याःसमस्तास्तवदेविभेदाः स्त्रियःसम-स्ताःसकलाजगत्सु ॥ त्वयैकयापूरितमंबयैतत् कातेस्तुतिःस्तव्यपरापरोक्तिः ॥ ५ ॥

અને હે દેવી, ચાર વેદ, એ વેદનાં છ અંગ, મિમાંસા, ન્યાય, વ્યાકરણ, ધર્મશાસ્ત્ર વગેરે ચૌદ વિદ્યાઓ તથા તે સિવાય પુરાણ આયુર્વેદ, ધનુર્વેદ તથા ગાંધર્વ શાસ્ત્રાદિક વિદ્યાઓના એક હર અષ્ટાદશ ભેદ છતાં તમે ચષ્ટી કલાયુક્ત છો. તે સર્વ તમારામાંજ અંશભૂત છે. પાતિવ્રત્ય સૌંદર્ય તથા વારૂણ્યાદિક સકળ પ્રકારનાં લક્ષણ

સંપન્ન એવી આ જગતને વિષે જે ઉત્તમ
સ્રીયો છે તે પણ તમારીજ અંશભૂત કરે
વા તમે એકલાં અ બીકાએજ આ સંપૂર્ણ
જગત અતર્બોધ કર્યું છે એ ઉપરથી
તમે સ્તુતી કરવાને યોગ્યજ છો; પરતુ
તમારે વિષે ગૌણુત્વ તથા મુખ્યત્વે વર્ણન
કરીને કેઇ સ્તુતિ કરવી ? ૫

सर्वभुतायदादेविस्वर्गमुक्तिप्रदायिनी ॥
त्वंस्तुतास्तुतयेकावाभवंतिपरमोक्तयः ॥६॥

ફરીથી સ્તુતિનું અઘટિત્ત્વ વર્ણન કરેછે
કે, હે દેવી તમે સર્વ વિશ્વાત્મિકા છતાં
તમારે વિષે પ્રકાશ કરવાપણાની શક્તિછે.
અને તમે વિશેષ કરીને ભક્તજનોને યથા
યોગ્ય સ્વર્ગ તથા મુક્તિ આપનારાંછો, તેથી

તમે સ્તુત્ય છો, તો તમારી સ્તુતિ બાબત એ સિવાય કેઈ અધિક વાણી સમર્થ થાય ? કોઈપણ નહીં	૬

सर्वस्यबुद्धिरूपेणजनस्यहृदिसंस्थिते ॥
स्वर्गापवर्गदेदेविनारायणिनमोस्तुते ॥७॥

તથાપિ જે રૂપ તમે હાલમાં અંગિકાર કર્યું છે તે રૂપનીજ અમે સ્તુતિ કરીએ છીએ તે એવી કે, હે દેવી તમે સર્વ જનોના હૃદય વિષે નિશ્ચયાત્મક જ્ઞાન રૂપથી નિવાસિત હોવાને લીધે એ જનોને જ્ઞાન-દ્વારાએ તમેજ સ્વર્ગ અથવા મોક્ષ આપો છો; માટે તમે સાક્ષાત નારાયણની મૂળ શક્તિ જે નારાયણી, તેમને હમારો નમસ્કાર હજો.	૭

कलाकाष्ठादिरूपेणपरिणामप्रदायिनी ॥
विश्वस्योपरतौशक्तेनारायणिनमोस्तुते ॥८॥

અને અષ્ટાદશ નિમેષાત્મક જે કાળ તે કાષ્ટા તેને કાષ્ટાત્મક જે કાળ તે કળા તથા ક્ષણ, ઘટિકા મુહુર્ત વગેરે કાળમાન રૂપથી, તમે સકળ પ્રાણી માત્રને બાલ્ય તથા તારૂણ્યાદિ અવસ્થાઓ આપનારાં છો, તેમજ વિશ્વનો નાશ કરવા બાબત પણ તમેજ સમર્થ છો એ ઉપરથી આપને વિષે અખંડ કાળરૂપપણું છે એવાં તમે નારાયણી શક્તિને અમારો નમસ્કાર હજો. ૮

सर्वमंगलमांगल्येशिवेसर्वार्थसाधिके ॥
शरण्येत्र्यंबकेगौरिनारायणिनमोस्तुते ॥९॥

વળી તમે સર્વ મંગલ વસ્તુઓએ રૂપ હોવા ઉપરથી સર્વનું કલ્યાણ કરનારાં છો. તે એવાં કે જેઓને જે જે અર્થની અ-પેક્ષા હોય છે તેઓને તે તે સર્વ અર્થ તમે સંપાદન કરી આપો છો. એવાં તમે શરણ દાતાપણાને યોગ્ય છતાં આપને ત્રણ નેત્ર છે તથા ગૌર વર્ણ છો તે ઉપરથી આપને વિષે શિવ શક્તિપણું પણ છે એવાં આપ નારાયણીને નમસ્કાર હજો. ૯

सृष्टिस्थितिविनाशानांशक्तिभूतेसनातनि ॥
गुणाश्रयेगुणमयेनारायणिनमोस्तुते ॥ १० ॥

તેમજ ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કર-નારા જે બ્રહ્મદેવ, વિષ્ણુ તથા રૂદ્ર વગેરેની પણ શક્તિઓ તારામાંજ છે તે ઉપરથી તપ

અનાદિ સિદ્ધ થતા મહત્તત્ત્વ અહંકાર વગેરે ગુણોને પણ કદાપિ તમે આશ્ચર્ય છો, તથાપિ આપને વિષે એ ગુણોનો લેશમાત્ર પણ વિકાર નથી એમ નિર્વીકાર નારાયણી શક્તિરૂપ જે આપ તમને અમારો નમસ્કાર હજો. ૧૦

शरणागतदीनार्तपरीत्राणपरायणे ॥
सर्वस्यार्तिहरेदेविनारायणिनमोस्तुते ॥११॥

તેમજ જન્મ મરણાદિ દુઃખ ભોગવનારા પ્રાણીઓ રોગ અથવા ચોરાદિકથી પીડિત થઇને આપને શરણે આવે છે; તેઓનું સંરક્ષણ કરવા તમે તત્પર છો. એવાં સર્વની પીડા હરણ કરનારાં આપ નારાયણી દેવીને અમારો નમસ્કાર હજો, ૧૧

हंसयुक्तविमानस्तेब्रह्माणीरूपधारिणि ॥
कौशांभःक्षुरिकेदेविनारायणिनमोस्तुते ।१२।

હે દેવી તમે બ્રહ્માણીરૂપ ધારણ કરીને હંસયુક્ત વિમાનમાં સ્થિત હોતા થકાં હસ્તમા ગ્રહણ કરેલા જળપૂર્ણ કમંડલ માંનુ ઉદક સેવન કરો છો, એવા આપ નારાયણીને અમારો નમસ્કાર હજો. ૧૨

त्रिशूलचंद्राहिधरेमहावृषभवाहिनि ॥
माहेश्वरीस्वरूपेणनारायणिनमोस्तुते ॥१३॥

તમે માહેશ્વરરૂપે હસ્તમા ત્રિશૂલ, મસ્તક પર ચંદ્રમા તથા અંગપર સર્પનાં ભૂષણો ધારણ કર્યાં છતા મહા વૃષભપર આરોહણ કર્યું છે એવા તમે શિવરૂપિણી નારાયણીને નમસ્કાર હજો. ૧૩

मयूरकुक्कुटवृतेमहाशक्तिधरेऽनघे ॥
कौमारीरूपसंस्थानेनारायणिनमोस्तुते ।१४।

તેમજ મયુર તથા કુકડાના પીંછાઓથી આચ્છાદિત છતા હાથમા મહાશક્તિ નામનું આયુધ ધારણ કર્યો છતા પણ તમે કોઇને અપરાધ સિવાય હડ કરતાં નથી એવાં નિષ્પાપ છો તેમ છતાં વળી કુમારીકા પ્રમાણે રૂપ તથા અવયવો ધારણ કરનારાં આપ નારાયણીને અમારો નમસ્કાર હજો.૧૪

शंखचक्रगदाशार्ङ्गगृहीतपरमायुधे ॥
प्रसीदवैष्णवीरूपेनारायणिनमोस्तुते ॥१५॥

તેમજ શંખ, ચક્ર, ગદા, તથા શાર્ંગ ધનુષ્ય એવા પરમ ઉત્કૃષ્ટ ચાર આયુધો ચાર હસ્તમાં ગ્રહણ કર્યા ઉપરથી તમે

વિષ્ણુરૂપ ધારણ કરનારા છો, તો હે નારા
યણી તમે અમારાપર પ્રસન્ન થાઓ અને
તમને નમસ્કાર હજો ૧૫

गृहीतोग्रमहाचक्रेदंष्ट्रोधृतवसुंधरे ॥
वराहरूपिणिशिवेनारायणिनमोस्तुते ॥१६॥

તમે હાથમાં મહા ઉગ્ર ચક્ર ગ્રહણ કરવા
છતાં દાઢ વડે પૃથ્વી ઉચકી એવાં આપ
કલ્યાણદાયક વરાહરૂપિણી નારાયણીને નમ-
સ્કાર હજો. ૧૬

नृसिंहरूपेणोग्रेणहंतुंदैत्यान्कृतोद्यमे ॥
त्रैलोक्यत्राणसहितेनारायणिनमोस्तुते ॥१७॥

અને તમે મહા ઉગ્ર નરસિંહ રૂપ
ધારણ કરીને, દૈત્યોનો સંહાર કરવા બા-
બત ઉદ્યોગ કર્યો તેથી કરીને તમે ત્રૈલો-

કયનું સરક્ષણ તથા ઉત્તમ પ્રકારે હિત કર્યું એવા આપ નારાયણીને નમસ્કાર હજો. ૧૭

किरीटिनिमहावज्रेसहस्रनयनोज्ज्वले ॥
वृत्रमाणहरेचैंद्रिनारायणिनमोस्तुते ॥ १८ ॥

તમે મસ્તકે મુકુટ તથા હસ્તમાં વજ્ર ધારણ કર્યો થકા સહસ્ર નેત્રોમાંથી પ્રકાશીત એવા ઇંદ્રરૂપે તમે વૃતાસુરના પ્રાણ હરણ કર્યો તો હે નારાયણી તમને નમસ્કાર હજો. ૧૮

शिवदूतीस्वरूपेणहतदैत्यमहाबले ॥
घोररूपेमहारावेनारायणिनमोस्तुते ॥१९॥

વળી તમે શિવદૂતી રૂપે જે વખત દૈત્યોના મહા સૈન્યનો સહાર કરીને મોટા

હર્ષથી ગર્જના કરી તે સમય તમારૂં અતિ ભયંકર રૂપ હતું એવાં આપ નારાયણીને નમસ્કાર હજો. ૧૯

दंष्ट्राकरालवदनेशिरोमालाविभूषणे ॥
चामुंडेमुंडमथनेनारायणिनमोस्तुते ॥२०॥

તમારૂં એ ભયંકર રૂપ એવુ કે અતિ તિક્ષ્ણ દાંતો યુક્ત મુખ છતાં, તમે અગ મનુષ્યનાં મસ્તકોની માળાનાં ભૂષણ ધારણ કર્યાં હતાં, એવા ભયંકર રૂપે હે ચામુંડા, તમે ચંડમુંડ નામના દૈત્યનો સંહાર કર્યો, તો હે નારાયણી, તમને નમસ્કાર હજો. ૨૦

लक्ष्मिलज्जेमहाविद्येश्रद्धेपुष्टिस्वधेध्रुवे ॥
महारात्रिमहामायेनारायणिनमोस्तुते ॥२१॥

હે લક્ષ્મીરૂપ, હે લજ્જારૂપ, હે ઉપનિ

ષટ્રૂપ મહા વિદ્યા, હે શ્રુતિ સ્મૃતિને વિષે આસ્તિક બુદ્ધિરૂપ, હે પિતૃઓના ઉદ્દેશથી આપેલા કવ્યાન્ન વડે પુષ્ટિ યુક્ત સ્વધારૂપ, હે વિશેષે કરીને સ્તુક નામના યજ્ઞ પાત્ર તથા સર્વ પાનને આવરણુ કરનારાં મહા-રાત્રીરૂપ મોહાંધકાર તદ્રૂપ, હે મહામાયા નારાયણી, તમને નમસ્કાર હજો ૨૧

मेधेसरस्वतिवरेभूतिबाभ्रवितामसि ॥
नियतेत्वंप्रसीदेशेनारायणिनमोस्तुते ॥२२॥

હે ધારણા યુક્ત બુદ્ધિરૂપ, હે વાગ્દેવી, હે શ્રેષ્ઠ, હે સત્વ ગુણ પ્રધાન ઐશ્વર્ય, રજોગુણ તથા તમોગુણ યુક્ત હોવાને લીધે મહારૂષ્ટા છો, તથાપિ હે નારાયણી, તમે અમારાપર કૃપા કરો. તમને અમે નમસ્કાર

કરીએ છીએ ૨૨

सर्वस्वरूपेसर्वेशेसर्वशक्तिसमन्विते ॥
भयेभ्यस्त्राहिनोदेविदुर्गेदेविनमोस्तुते ॥२३॥

હે દેવી, તમે સર્વ જગતસ્વરૂપીણી છતા, સર્વની સ્વામિની તથા સર્વ શક્તિયુક્તછો, માટે સંસારને લગતા ત્રિવિધ તાપ તથા દૈત્યોના ભય થકી અમારૂ રક્ષણ કરો. હે દુર્ગા દેવી, તમને નમસ્કાર હજો. ૨૩

एतत्तेवदनसौम्यलोचनत्रयभूषितं ॥
पातुनःसर्वभूतेभ्यःकात्यायनिनमोस्तुते ।२४।

હે કાત્યાયની દેવી, આપનાં ત્રિનેત્રવડે સુશોભિત જે અતિ સૌમ્ય મુખ, તે આ સકળ ભૂતોને લગતા વિકાર તથા સકળ પ્રાણી માત્રો થકી અમારૂ સંરક્ષણ કરો.

અમે તમને નમસ્કાર કરીએ છીએ. ૨૪

ज्वालाकरालमत्युग्रमशेषासुरसूदन ॥
त्रिशूलंपातुनोभीतेर्भद्रकालिनमोस्तुते ॥२५॥

તેમજ અગ્નિ જ્વાલા સમાન મહા ભય-કર છતાં અતિ ઉગ્ર હોવાને લીધે, સમસ્ત અસુરોનો સંહાર કરનારા ત્રિશુલવડે, અમારૂં સર્વ ભય થકી રક્ષણ કરો હે ભદ્ર-કાલી, તમને અમારો નમસ્કાર હજો. ૨૫

हिनस्तिदैत्यतेजांसिस्वनेनापूर्ययाजगत् ॥
साघंटापातुनोदेविपापेभ्योनःसुतानिव ॥२६॥

તેમજ હે દેવી, આપ આપના સંપુર્ણ જગત વ્યાપક નાદવડે દૈત્યોનુ તેજ હરણ કરો છો, એવી આપની ઘંટા, અમને સર્વ પાપોથકી, જેમ માતા પોતાના પુત્રોનુ

રક્ષણ કરે છે, તેમ રક્ષણ કરો. ૨૬

असुरासृग्वसापङ्कचर्चितस्तेकरोज्ज्वलः ॥
शुभायखड्गोभवतुचंडिकेत्वांनतावयं ॥२७॥

અને જે અસુરોના રક્ત તથા માંસરૂપી કાદવથી લિપ્ત થયા છતાં, તમારા હસ્તને પ્રકાશિત કરે છે, અથવા આપનાં કિરણોથી પ્રકાશમાન દીસે છે, તેવું આપનુ ખડ્ગ અમારૂં રક્ષણ કરજો. કારણકે, હે ચંડિકા, અમે તમારે ચરણે નમીએ છીએ ૨૭

रोगानशेषानपहंसितुष्टारुष्टातुकामान्स-कलानभीष्टान् ॥ त्वामाश्रितानांनविपन्नरा-णां त्वामाश्रिताह्याश्रयतांप्रयान्ति ॥२८॥

તો હે દેવી, તમે સંતુષ્ટ થાઓ. એટલે સકળ રોગોનો નાશ કરો છો, તથા તમે

ક્રોધયુક્ત થાઓ, તો સકળ પ્રિય વિષયોનો નાશ કરો, તો આપનો આશ્રય કરનારા મનુષ્યોને કોઇપણ ઇષ્ટ વસ્તુના વિયોગરૂપી વિપત્તિ પ્રાપ્ત થતી નથી, ત્યારે જેઓ તમારો આશ્રય કરે છે, તે બીજા જનોને આશ્રય આપનારા થાય છે. ૨૮

एतत्कृतंयत्कदनंत्वयाद्य धर्म द्विषांदेविमहासुराणां ॥ रूपैरनेकैर्बहुधात्ममूर्तिंकृत्वांबिकेतत्प्रकरोतिकान्या ॥ २९ ॥

હે અંબિકા દેવી, તમે પોતાની એક મૂર્ત્તિ છતા, બ્રહ્માણી તથા કાળી વગેરે અનેક રૂપથી, ધર્મદ્વેષ કરનારા મહા અસુરોનો તમે જેવો આજ સંહાર કર્યો છે, તેવો તમારા શિવાય બીજી કેઇ સ્ત્રી દુષ્ટો-

નો સહાર કરનાર છે ? કોઇ નથી ને થનાર પણ નથી ૨૯

विद्यासुशास्त्रेषु विवेकदीपेष्वाद्येषुवाक्येषुचकारवदन्या ॥ ममत्वगर्तेऽतिमहांधकारे विभ्रामयत्येतदतीवविश्वम् ॥ ३० ॥

જુઓ કે, આ લોકમા જ્ઞાનનુ સાધન જે વિદ્યા, તે પ્રાપ્ત થવાને ઉપાય ભુત એવાં શાસ્ત્રો તથા મન્વાદિકથી ઉક્ત જે વિવેકરૂપી દીપકરૂપ ઉપનિશદો પણ છતા તેમ પ્રથમ કર્મકાન્ડપર વેદ વાક્યો છે એમ છતાં પણ જેને માટે મહા મોહાંધકાર યુક્ત મમત્વગર્તો રૂપ સંસારમાં આ વિશ્વ અત્યંત ભ્રમણ પામે છે નો તમારા સિવાય આ વિશ્વને આવા સસારમા કોણ ભમાવે છે ? કોઇપણ નહી

તો તમેજ ભમાવો છો ૩૦

रक्षांसियत्रोग्रविषाश्चनागायत्रारयोदस्यु-
बलानियत्र ॥ दावानलोयत्रतथाब्धिमध्येतत्र
स्थितात्वंपरिपासिविश्व ॥ ३१ ॥

તેમજ આ સંસારમાં રક્ષણુ પણુ તમે-
જ કરો છો- તે એમ કે જેમા અધ્યાત્મિક,
અધિદૈવિક તથા અધિભોતીક એવાં ત્રિવિધ
દુખ દેનારા રાક્ષસરૂપી મહા ઉગ્ર વિષય
યુક્ત સર્પતુલ્ય શત્રુ છતાં જેમા સબધી
જન મોહપાસમાં ઘાલીને દ્રવ્ય હરણુ કરે
છે, એજ ચોરોનુ સૈન્ય છે તથા જે અરણ્ય
તુલ્ય છતાં જેમા ત્રિવિધ તાપરૂપી દાવાગ્નિ
છે તો જેમ રાક્ષસ સર્પ તથા વડવાગ્નિ વગે-
રેથી યુક્ત સાક્ષાત સમુદ્ર હોય છે તેવેજ

આ સંસાર સમુદ્ર હોય છે તેનોજ આ સં-
સાર સમુદ્ર કહેવાય. તેમા સકળ વ્યાપક
એવા તમેજ સ્થિત છતા તેમા પડેલા વિ-
શ્વનું સર્વદા પાલન કરો છે. ૩૧

विश्वेश्वरीत्वंपरिपासिविश्वंविश्वात्मिका
धारयसीतिविश्वम् ॥ विश्वेशवंद्याभवतीभवं-
तिविश्वाश्रयायेत्वयिभक्तिनम्राः ॥ ३२ ॥

કારણ કે જ્યારે તમેજ વિશ્વની ઇશ્વ-
રી છતાં વિશ્વનાં અંતરને વિષે નિવાસ
કરનારા હોવાને લીધે તમેજ પોતાની શક્તિ
વડે વિશ્વને ધારણ કરીને સર્વકાલ પરિપાલ
ન કરો છો માટે વિશ્વેશ જે બ્રહ્માદિ દેવ
તેમને મનથી તમે વદન કરવાને યોગ્ય છો.
એ રીતે આપને વિશે જેઓભક્તિ થી નમ્ર

હોય છે તેઓ સકળ વિશ્વને પણ આશ્રય આપનાર થાય છે ૩૨

देवीप्रसीदपरिपालयनोरिभीतेर्नित्यंयथासुरवधादधुनैवसद्यः ॥ पापानिसर्वजगतांप्रशमंनयाशुउत्पातपाकजनितांश्चमहोपसर्गान् ३३

માટે હે દેવી, તમે પ્રસન્ન થઓ, અને જેમ હાલમાં શુંભનિશુંભાદિક અસુરોના વધથકી અમારૂ પાલન કર્યુ છે, તેમ શત્રુના ભયથકી અમારૂં નિરંતર સંરક્ષણ કરો, વળી સકળ જગતના પાપ પણ ત્વરાથી નહીં સમાન કરો, અને પૃથ્વીપર અનેક પ્રકારના ઉત્પાત થાય છે, તેઓની પણ તમે શાન્તિ કરો ૩૩

प्रणतानांप्रसीदत्वदेविविश्वार्तिहारिणि ॥

त्रैलोक्यवासिनामीड्ये लोकानांवरदाभव ३४

હે દેવી, તમે સકળ વિશ્વની પીડા પરિહાર કરનારા છો. તેમાં જે તમારા વિષે અતિ નમ્ર થાય છે, તેઓનાપર પણ તમે અવશ્ય કૃપા કરો છો કારણ કે, ત્રૈલોક્યવાસી બ્રહ્માદિ દેવોને પણ તમે સ્તવન કરવું -યોગ્ય છે, તો તમે સર્વ લોકને વરદાન આપનારા હરો ૩૪

॥ देव्युवाच ॥

वरदाहंसुरगणावरयमनसेच्छथ ॥

तद्वृणुध्वंप्रयच्छामिजगतामुपकारकं ॥३५॥

એ રીતની દેવોએ સ્તુતિ કરતાંજ, દેવી પ્રસન્ન થઇને કહેવા લાગ્યા કે, હે દેવગણો, હું વરદાન આપવા સારૂ તૈયાર થઇછું તો

તમારા મનમાં જે કાંઇ ઇચ્છિત વરદાન હોય તે તમે માગો, એટલે એ પ્રમાણે હુ સકળ જગત ઉપર ઉપકાર થવા જેવુ તમને વરદાન આપુ ૩૫

॥ देवाऊचु ॥

सर्वाबाधाप्रशमनंत्रैलोक्यस्याखिलेश्वरि ॥
एवमेवत्वयाकार्यमस्मद्वैरिविनाशनं ॥ ३६ ॥

દેવો કહે છે હે સર્વેશ્વરી, તમે ત્રૈલોકયની સકળ બાધાને શાન્ત કરો, અને જેમ તમે શુંભાદિકનો નાશ કર્યો, તેમજ અમારા વૈરીઓનો પણ સર્વથા નાશ કરો.

॥ देव्युवाच ॥

वैवस्वतेंतरेप्राप्तेअष्टाविंशतिमेयुगे ॥
शुंभोनिशुंभश्चैवान्यावुत्पत्स्येतेमहासुरौ ३७

देवी कहे छे. आगळ जतां वैवस्वत नामनु मन्वंतर प्राप्त थशे, तेमाना चतुर युगना पर्यायमा जे अठ्ठावीशमो युग पर्याय प्राप्त थशे तेमा द्वापरनो अंत तथा कळीनो आरंभ एवी सधीमा, शुंभनिशुंभ नामना आवा बीजा महा असुर उत्पन्न थशे ३७

न्‌,गोपगृहेजानायशोदागर्भसंभवा ॥

तस्तौनाशयिष्यामिविंध्याचलनिवासिना ३८

ते समय हु नंद नामना गोवाळने घेर यशोदाना गर्भथकी उत्पन्न थईने, ए शुंभनिशुंभनो नाश करीने विंध्यचळपर वास करीश ३८

पुनरप्यतिरौद्रेणरूपेणपृथिवीतले ॥

अत्रनीर्यंइनिष्यामिवैप्रचित्तांश्वदानवान् ।३९।

પછી ફરીથી હુ દ્વાપર યુગને અંતે મહા ભય કર રૂપે પૃથ્વીપર અવતાર લેઇને, વિપ્રચિત્તના વંશમા ઉત્પન્ન થયેલા દાનવનો સહાર કરીશ ૩૯

भक्षयंत्याश्वतानुग्रान्वैप्रचित्तान्महासुरान् ॥
रक्तादंताभविष्यंतिदाडिमीकुसुमोपमाः॥४०॥

તે એવો કે, એ મહા ઉગ્ર એવાં વિપ્રચિત્ત નામના કુળમા ઉત્પન્ન થએલા અસુરોને હુ ભક્ષણ કરીશ તે વખત મારા દાંત દાડિમના પુષ્પ સમાન રાતા થશે. ૪૦

ततोमादेवतास्वर्गेमर्त्यलोकेचमानवाः ॥
स्तुवंतोव्याहरिष्यतिसततंरक्तदंतिकां ॥४१॥

તેથી કરીને સ્વર્ગમાં દેવો તથા મૃત્યુ

લોકમાં મનુષ્યો મારું સ્તવન કરતા છતાં, મને નિરંતર રક્તદંતિકા નામથી કહેવા લાગશે. તેમા રક્તદંતએ માત્ર ઉપલક્ષણ જાણવું, ખરું જોઇએ તો કેશ, આયુધો તથા મારા સર્વ અવયવ પણ રક્તવર્ણ થશે એ ઉપરથી રક્ત ચામુંડા એવા નામથી મારો આ લોકમા વ્યવહાર પડશે. ૪૧

भूयश्च शतवार्षिक्यामनावृष्ट्यामनंभसि ॥
मुनिभिःसंस्मृताभूमौसंभविष्याम्ययोनिजा॥४२

પછી ફરીથી એમ થશે કે, જે વખત પૃથ્વીપર સો વર્ષ સુધિ અનાવૃષ્ટિ થઇને, જળની અછત થશે, તે વખત મુનીઓએ મારું સ્મરણ કરતાજ, જેમ હાલમા પાર્વતીના દેહથકી મારો આવિર્ભાવ થયો છે,

તેમ તે સમય આ પૃથ્વીપર મારો અયોની સંભવ અવતાર થશે. ૪૨

ततःशतेननेत्राणांनिरीक्षिष्यामहंमुनीन् ॥
कीर्तयिष्यंतिमनुजाःशताक्षीमितिमांततः ४३

પછી હું જ્યારે એ મુનીઓને સો નેત્ર વડે અવલોકન કરીશ, ત્યારે સર્વ મનુષ્યો મને શતાક્ષી એવા નામથી કીર્તન કરવા લાગશે. ૪૩

ततोहमखिलंलोकमात्मदेहसमुद्भवैः ॥
भरिष्यामिसुराःशाकैरावृष्टेःप्राणधारकैः ४४

હે દેવો, તે સમય પર્જન્ય વૃષ્ટી થશે ત્યા સુધી સર્વ લોકોના પ્રાણ રહેવા જેમ શાકો, હું મારા દેહ થકી ઉત્પન્ન કરીને, એ વડે સર્વ લોકોનું પોષણ કરીશ. ૪૪

शाकंभरीतिविख्यातिंतदायास्याम्यहंभुवि ॥
तत्रैवचवधिष्यामिदुर्गमाख्यंमहासुरं ॥४५॥

એ રીતે વૈવસ્વત મન્વતરમાના ચાલી શમા યુગમા હું શતક્ષી છતાં, સ્વશરીરોત્પન્ન શાકોવડે સર્વનુ ભરણ પોષણ કર્યાને લીધે, આ પૃથ્વીપર મારી શાકભરી અવતારમાં હુ દુર્ગમ નામના મહા અસુરનો વધ કરીશ ૪૫

दुर्गादेवीतिविख्यातंतन्मेनामभविष्यति ॥
पुनश्चाहंयदाभीमंरूपंकृत्वाहिमाचले ॥४६॥

તેને લીધે દુર્ગાદેવી એવુ નામ મારૂજ પ્રખ્યાત થશે. પછી હુ જે સમય ફરીથી હિમાચલપર ભીમ ( ભયંકર ) રૂપ ધારણ કરીને, ૪૬

रक्षांसिभक्षयिष्यामिमुनीनांत्राणकारणात् ॥
तदामांमुनयःसर्वेस्तोष्यंत्यानम्रमूर्तयः ॥४७॥

તે ઠેકાણે નિવાસ કરનારા મુનિઓના સંરક્ષણને અર્થે, તેઓને પીડા કરનારા રાક્ષસોનો ભક્ષ કરીશ. તે સમયે એ સર્વ મુનીઓ નમ્ર દેહ થઇને, મારી સ્તુતિ કરવા લાગશે ૪૭

भीमादेवीतिविख्यातंतन्मेनामभविष्यति ॥
यदारुणाख्यस्त्रैलोक्येमहाबाधांकरिष्यति ४८

એ વૈવસ્તવ યુગના પચાશમા યુગમાં હુ ભીમા નામે અવતાર લેઈશ ત્યારથી, મારૂં નામ ભીમા દેવી એવુ પ્રખ્યાત થશે, તેમજ તે સમય અરૂણ નામનો દૈત્ય ઉત્પન્ન થઇને, ત્રૈલોક્યમા સર્વ લોકને અતિ

બાધા કરવા લાગશે. ૪૮

तदाहंभ्रामरंरूपंकृत्वासंख्येयषट्पदं ॥
त्रैलोक्यस्यहितार्थायवधिष्यामिमहासुरं ४९

તે સમય જે રૂપમાં અસંખ્ય ભમરા છતાં હાથમાં પણ એક ભમરો ગ્રહણ કર્યો છે, એવું ભ્રામરૂપ હું ધારણ કરીને, ત્રૈલોકયના હિતને અર્થે એ મહા અસુરોનો વધ કરીશ ૪૯

भ्रामरीतिचमांलोकास्तदास्तोष्यंतिसर्वतः ॥
इत्थंयदायदाबाधादानवोत्थाभविष्यति ५०

એ રીતના વૈવસ્વત મન્વંતરના સાઠમા યુગપર્યાયમાં મારો ભ્રમરી અવતાર થશે તે સમય સર્વ લોક મારી ભ્રામરી એવા નામથી સ્તુતિ કરવા લાગશે. એ રીતે જે

જે સમય આ ત્રૈલોકયમાં દાનવોથકી લોકોને બાધા થવા લાગશે ૫૦

तदातदावतीर्याहंकरिष्याम्यरिसंक्षयं ॥५१॥

તે તે સમય હું તેવો અવતાર ધારણ કરી ને, શત્રુઓનો ક્ષય કરતી જઈશ ૫૧

॥ इति श्रीमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरे-देवीमाहात्म्येनारायणिस्तुतिर्नाम एकादशो-ऽध्यायः ॥ ११ ॥

ઇતિ શ્રી માર્કંડેય પુરાણે સાવર્ણિકે મન્વંતરે દેવી મહાત્મ્યે દેવીકૃતા નારાયણી સ્તુતિ-નામ સાર્થં એકાદશોધ્યાય· ૧૧

# श्रीगणपतिर्जयति ॥

## ॥ देव्युवाच ॥

एभिःस्तवैश्चमांनित्यंस्तोष्यतेयःसमाहितः ॥
तस्याहंसकलांबाधांनाशयिष्याम्यसंशयं ॥१॥

દેવી કહે છે હે દેવો, તમે જે આ મારૂ સ્તવન કર્યું, તે વડે જે મનુષ્ય અનન્ય બુદ્ધિથી મારી પ્રતિ દિવસે સ્તુતિ કરશે, તેના સકળ બાધા હું નહી જેવા કરીશ એમાં સંશય નથી. ૧

मधुकैटभनाशंचमहिषासुरघातन ॥
कीर्तयिष्यतियेतद्वद्वधंशुंभनिशुंभयो ॥ २ ॥

તેમજ મધુકૈટભનો નાશ, મહિષાસુરનું મથન તથા શુંભનિશુંભનો વધ એઓનું જે

કોઈ વર્ણન કરશે, તેઓની સર્વ પીડાઓ હું પરિહાર કરીશ ૨

अष्टम्यां चतुर्दश्यां नवम्यां चैकचेतसः ॥
श्रोष्यन्ति चैव ये भक्त्या मम माहात्म्यमुत्तमं ॥३॥

એ રીતનું મારૂ ચરિત્ર નિત્ય પઠન કરવું, પરન્તુ તેમાં પણ મુખ્ય કાળ કહે છે. તે એમ કે, અષ્ટમી, ચતુર્દશી તથા નવમી એ તિથીઓએ, એકાગ્ર ચિત્તથી મારૂ ઉત્તમ મહાત્મ્ય ભક્તિથી શ્રવણ કિંવા પઠન કરશે. ૩

न तेषां दुष्कृतं किंचिद्दुष्कृतोत्था न चापदः
भविष्यति न दारिद्र्यं न चैवेष्टवियोजनं ॥ ४ ॥

તેઓને કિંચિત પાપ સ્પર્શ કરનાર નથી, તથા દુષ્ટ કર્મથી ઉત્પન્ન થએલી

વિપત્તિ પણ થનાર નથી, તેમજ દારિદ્રય તથા પ્રિય વસ્તુનો વિયોગ એપણ તેઓને થનાર નથી. ૪

शत्रुतोनभयंतस्यदस्युतोवानराजतः ॥
नशस्त्रानलतोयौघात्कदाचित्संभविष्यति ॥५॥

અને તેઓને શત્રુથકી, રોગથકી, રાજ-થકી તથા શસ્ત્ર, અગ્નિ તથા જળ એઓ-ના સમુદાયથકી કદીએ ભય પ્રાપ્ત થનાર નથી. ૫

तस्मान्ममैतन्माहात्म्यंपठितव्यंसमाहितैः ॥
श्रोतव्यंचसदाभक्त्यापरंस्वस्त्ययनंमहत् ॥६॥

માંટે મારૂ મહાત્મ્ય પરમ કલ્યાણકારક હોવાને લીધે, તેનું, મનની એકાગ્રતા કરીને, ભક્તિથી સર્વદા પઠન તથા શ્રવણ

કર્યે જવું.  ૬

उपसर्गानशेषांस्तुमहामारीसमुद्भवान् ॥
तथात्रिविधमुत्पातंमाहात्म्यंशमयेन्मम ॥७॥

એટલે મહામારીથકી ઉત્પન્ન થએલા સમસ્ત ઉપદ્રવ તેમજ વ્યાધિ, પ્રીતિ, દ્વેષ વગેરે રૂપી આ'યાત્મિક, ભૂત પ્રેતાદિકથી થએલા ભય પ્રહાદિરૂપ અધિભૌતિક અને વજ્રપાત, વિદ્યુલ્લતાપાત (વિજળીનુ પડવુ), દારિદ્રય વગેરે રૂપી અધિદૈવિક એવા ત્રણ પ્રકારના ઉત્પાત, તેથીજ દેવોથકી, અંત રીક્ષથકી તથા ભૂમિથકી ઉત્પન્ન થનારા એવા ત્રણ પ્રકારના ઉપદ્રવ વગેરે સર્વે અનિષ્ટો, મારા મહાત્મ્યથી નાશ થશે. ૭

यत्रैतत्पठ्यतेसम्यङ्नित्यमायतनेमम ॥

सद्दान=ह्मिमोऽस्दा ग़ सानिध्यंतत्रमेस्थितं ॥८॥

એ રીતે મારા આ મહાત્મ્યનું મારા મંદિરમા બેશીને સર્વદા અર્થવિચારપૂર્વક અસ્ખલિત વાણીથી જે પઠન કરે, તેની હુ કદીપણુ ઉપેક્ષા ( દ્વેષ ) કરનાર નથી, તેમ છતા હુ તેમની સમીપજ નિરન્તર વાસ કરતી જઇશ. ૮

बलि प्र ानेपूजायाम.ग्निकार्येमहोत्सवे ॥
सर्वममैतच्चरितमुच्चार्यंश्राव्यमेवच ॥ ९ ॥

માટે દેવોના ઉદ્દેશથી જેઓ અન્નાદિનુ કિંવા પશ્વાદિકનું બલિદાન કરે છે તે સમય, દેવોની પૂજાની વખતે, દેવીના ઉદ્દેશથી જે હોમ કરે છે તે વખત, તેમજ પુત્ર જન્મોત્સવ વખતે તથા વિવા-

હાદિ મંગલકાર્યના આરંભે એ રીતે સર્વત્ર મારૂ આ ચરિત્ર બ્રાહ્મણની પાસે પઠન કરાવવુ તથા પોતે પણ પઠન શ્રવણ કરવુ ૯

जानताजानतावापिबलिपूजांयथाकृतां॥
प्रतीक्षिष्याम्यहंप्रीत्यावन्हिहोमतथाकृतं ॥१०॥

તેનું ફળ કહે છે કે, બલિપ્રદાન, પૂજા તથા અગ્નિ મધ્યે હોમ એ કર્મો, વિધિ જાણનારા પુરૂષો યથાવિધિ કરે તો, કિંવા વિધે માલમ ન હોવથી અવિધિથી કરે તો, અથવા મારૂ આ મહાત્મ્ય પણ અર્થ વિચાર જાણીને અથવા ન જાણીને, પઠન શ્રવણ કરે, મતલબ કે, ગમે એમ કરીને, આ સર્વે કર્યું એટલે હુ તેની ક્ષમા કરીને,

બલિપ્રદાનાદિ સર્વ પ્રીતિથી અંગીકાર કરીશ. ૧૦

शरत्काळेमहापूजाक्रियतेयाचवार्षिकी ॥
तस्यांममैतन्माहात्म्यंश्रुत्वाभक्तिसमन्वितः ११

શરદ્ઋતુમાં આસો સુદ પડવેથકી શારદી નવરાત્રમા જે મારી પતિવાર્ષિકી મહાપૂજા કરે છે, તેમા મારૂં આ મહાત્મ્ય જે ભક્તિયુક્ત થઇને, સાંભળે. ૧૧

सर्वाबाधाविनिर्मुक्तोधनधान्यसुतान्वितः ॥
मनुष्योमत्प्रसादेनभविष्यतिनसंशयः ॥१२॥

તે મનુષ્ય મારી કૃપાથી સકળ બાધા આતિ મુક્ત થઇને, ધન, ધાન્ય તથા પુત્ર યુક્ત થશે. એમાં સંશય નહીં. ૧૨

श्रुत्वाममैतन्माहात्म्यंतथाचोत्पत्तयःशुभाः ॥

पराक्रमंचयुद्धेषुजायतेनिर्भयःपुमान् ॥१३॥

એ રીતનું મારૂ આ મહાત્મ્ય તથા તેમાંના મારા શુભદાયક અવતારનું, જેઓ ભક્તિથી શ્રવણ કરે, તેઓ યુક્ત બાબતનું પરાક્રમ પ્રાપ્ત થયા છતાં, નિર્ભય થશે ૧૩

रिपवःसंक्षयंयांतिकल्याणंचोपपद्यते ॥
नंदतेचकुलंपुंसांमाहात्म्यंममश्रृण्वतां ॥१४॥

અને તેના સર્વ શત્રુ નાશ પામશે, તથા તેનું કલ્યાણ થશે; કારણ કે, મારૂં મહાત્મ્ય શ્રવણ કરનારા પુરૂષનું આખું કુળ આ લોક તથા પરલોકમાં આનંદ પામેછે. ૧૪

शांतिकर्मणिसर्वत्रतथादुस्स्वप्नदर्शने ॥
ग्रहपीडासुचोग्रासुमाहात्म्यंश्रृणुयान्मम ॥१५॥

માટે અનેક પ્રકારના ઉપદ્રવનું નિવારણ

થવા બાબત જે શાન્તિરૂપી કર્મો કરે છે, તેઓના આરભમા, દુસ્વપ્નનું દર્શન થાય એટલે પ્રાત કાલે તથા અનેક પ્રકારની મહા ઉગ્ર ગ્રહપીડા થવા લાગે તો, તેની પણ નિવૃત્તિ થવા બાબત મારૂં મહાત્મ્ય શ્રવણ કરવુ ૧૫

उपसर्गाःशमंयांतिग्रहपीडाश्चदारुणाः ॥
दुस्वप्नचनृभिर्दृष्टंसुस्वप्नमुपजायते ॥ १६ ॥

એટલે સર્વ ઉપદ્રવ તથા મહા ભયંકર ગ્રહપીડા શાન્ત થશે, તેમજ મનુષ્યોએ જો દુ સ્વપ્ન જોયેલું હોય, તો તે પણ સુસ્વપ્નનુ શુભદાયક ફળ આપનારૂં થશે, ૧૬

बालग्रहाभिभूतानांबालानांशांतिकारकं ॥
संघातभेदेचनृणांमैत्रीकरणमुत्तमं ॥ १७ ॥

અને મારૂં આ મહાત્મ્ય એવુ છે કે, ભુતાદિ બાલ ગ્રહોથકી પીડિત થયેલા બાલકોને શાન્તિકારક છતા, ઘણા મનુષ્યોનો સમુદાય પ્રથમ પરસ્પર પ્રીતિથી એકઠાં છતા, તેમા કોઇ કારણથી વિક્ષેપ પડેછે, ત્યારે આ મહાત્મ્ય, ફરીથી તેઓની પ્રથના કરતા વિશેષ મિત્રતા કરનાર છે ૧૭

दुर्वृत्तानामशेषाणांबलहानिकरंपरं ॥
रक्षोभूतपिशाचानांपठनादेवनाशन । १८ ॥

તેમજ બીજાઓનો ઘાત કરનારા દુર-જન, વાઘ, સર્પ વગેરે દુષ્ટ પ્રાણીઓનો નાશ કરનારૂં હોવાને વિષે આ ચરિત્રનું માત્ર પઠન કરવાથીજ રાક્ષસ, ભૂત પિશાચ વિગેરેનો નાશ થશે. ૧૮

सर्वममैतन्माहात्म्यंममसन्निधिकारकम् ॥
पशुपुष्पार्घधूपैश्चगंधदीपैस्तथोत्तमैः ॥ १९ ॥

એવું આ સર્વ માહાત્મ્ય, મારૂં નિરંતર સન્નિધાન કરનારૂં છે, માટે પશુબલિ, જલ, દુગ્ધ, દર્ભાગ્ર, દહીં, અક્ષત, તિલ, યવ તથા હિરણ્યગર્ભ એવા અષ્ટ પદાર્થ યુક્તનો અર્ઘ્ય તથા ઉત્તમ સુગંધીત ગંધ, પુષ્પ, ધુપ, દીપ વિગેરે ૧૯

विप्राणांभोजनैर्होमैःप्रोक्षणीयैरहर्निशं ॥
अन्यैश्चविविधैर्भोगैःप्रदानैर्वत्सरेणया ॥२ ॥

અને બ્રહ્મભોજન, હોમ, પ્રતિ દિવસે પંચામૃતનો અભિષેક તથા અનેક પ્રકારના પુષ્પોની માલાઓ વગેરે ભોગો મને તથા મારા ઉદ્દેશથી બ્રાહ્મણોને ,વસ્ત્રાલંકારાદિ

કનો આપવા છતાં, એક વર્ષ પર્યંત મારી
પુજા કરીને ૨૦

प्रीतिर्मेक्रियतेसास्मिन्सकृदुच्चरितेश्रुते ॥
श्रुतंहरतिपापानितथारोग्यंप्रयच्छति ॥२१॥

જેઓ મારી પ્રીતિ ઉત્પન્ન કરે છે, તે
પ્રીતિ મારૂ આ સુચરિત્ર એકવાર શ્રવણ
કરવાથી મને પહોચેછે. કારણકે, આ ચરિત્ર
માત્ર સાંભળવાથીજ સકળ પાપોનું હરણ
કરે છે, તથા શરીરને વિષે આરોગ્યતા
આપે છે. ૨૧

रक्षांकरोतिभूतेभ्योजन्मनांकीर्तनंमम ॥
युद्धेषुचरितंयन्मेदुष्टदैत्यनिवर्हणं ॥ २२ ॥

તેમજ મારા અવતારનુ કીર્તન કરે, તો
સર્વ પ્રાણીમાત્રનું રક્ષણ થાય, તથા જેમાં

દુષ્ટ દૈત્યોનો સહાર કર્યો છે એવું મારૂં ચરિત્ર, જે કોઇ સાંભળશે, તેને યુદ્ધમા નિશ્ચય જય પ્રાપ્ત થશે ૨૨

तस्मिपच्छ्रुते वैरिकृतंभयंपुंसांनजायते ॥
युष्माभिः स्तुतयोयाश्चयाश्चब्रह्मर्षिभिःकृताः २३

હે દેવો, તમે તથા સુમેધ બ્રહ્મર્ષિઓએ જે જે સ્તુતિ કરી છે, તે જે મનુષ્યો વર્ણન કરશે, તેઓને વૈરી સબધીનો ભય લેશમાત્ર પણ પ્રાપ્ત થનાર નથી ૨૩

ब्रह्मणाचकृतास्तास्तुप्रयच्छंतिशुभांमतिम् ॥
अरण्येप्रांतरेवापिदावाग्निपरिवारितः ॥२४॥

તેમજ બ્રહ્મદેવે જે સ્તુતિ કરીછે, તેનો પઠ કરે, તો મોક્ષના સાધનરૂપી શુભ કર્મો કરવા બાબતની બુદ્ધિ પ્રવૃત્ત થાયછે, અને

કદાચિત અરણ્યમા છતા, તે ઠેકાણે વના ગ્નિમા ઘેરાઇ પડે તો, અથવા દુર્માર્ગમા સંગાથ વગરનો હોવા છતા, ચોર લોકો ઘેરે તો ૨૪

दस्युभिर्वावृतःशून्येगृहीतोवापिशत्रुभिः ॥
सिंहव्याघ्रानुयातोवावनेवावनहस्तिभिः २५

કિંવા શતરૂઓએ પકડયો હોત તો, કિંવા મહાવનમા સિંહ, વાઘ તથા હાથી વગેરે પુઠે લાગે તો ૨૫

राज्ञाक्रुद्धेनचाज्ञप्तोवध्योवधगतोपिवा ॥
आघूर्णितोवावातेनस्थितःपोतेमहार्णवे २६

અથવા રાજાએ ક્રોધાયમાન થઇને, એને બાધો; એનો વધ કરો એવી આજ્ઞા કરતાજ, રાજ દુતો તે પ્રમાણે કરવા લાગે

તો, કિંવા મહા સમુદ્ર મધ્યે નોકામાં બેસવા છતા, તે નૌકા વાયુથી કંપિત થઇને, ડુબવા લાગે તો. ૨૬

पतत्सुचापिशस्त्रेषुसंग्रामेभृशदारुणे ॥
सर्वाबाधासुघोरासुवेदनाभ्यर्दितोपिवा २७

અથવા મહાભયંકર સંગ્રામમાં અંગપર શસ્ત્ર વાગવા લાગે તો, અથવા સર્વ પ્રકારના બાધ પ્રાપ્ત થવાથી, તેની વેદનાથી અતિપીડિત થવાયું હોયતો તે માણસે. ૨૭

स्मरन्ममैतच्चरितंनरोमुच्येतसंकटात् ॥
ममप्रभावात्सिंहाद्यादस्यवोवैरिणस्तथा २८

મા । આ ચરિત્રનું સ્મરણ કરવું, એટલે તે સર્વ સંકટોથી મુક્ત થાશે એ રીતે મારૂં ચરિત્ર સ્મરણ કરનારને એતાજ

મારા પ્રભાવથી સિંહાદિ ક્રુર પ્રાણીઓ, ચેર તથા શત્રુ વગેરે. ૨૮

दूरादेवपलायंतेस्मरतश्चरितंमम ॥

॥ ऋषिरुवाच ॥

इत्युक्त्वासाभगवतिचंडिकाचंडविक्रमा ॥२९॥

દૂરથીજ નાસવા માંડશે. ઋષિ કહે છે એમ કહીને, એ પ્રચંડ પરાક્રમ સંપન્ન ભગવતિ ચંડિકા દેવી. ૨૯

पश्यतामेवदेवानांतत्रैवांतरधीयत ॥

तेपिदेवानिरातंकाःस्वाधिकारान्यथापुरा ३०

એ દેવોની સમક્ષ ત્યાંજ અંતર્ધાન પામ્યાં. પછી એ દેવો પણ નિર્ભય થઇને, પ્રથમ પ્રમાણે પોતપોતાના અધિકારપર ગયા. ૩૧

यज्ञभागभुजःसर्वेचक्रुर्विनिहतारयः ॥
दैत्याश्चदेव्यानिहतेशुंभेदेवरिपौयुधि ॥३१॥

અને તેમના સકળ શત્રુઓ મરણ પામ્યાને લીધે એ સર્વ દેવો પ્રથમ પ્રમાણે યજ્ઞભાગ ગ્રહણ કરવા લાગ્યા, એ પ્રમાણે દેવેને શત્રુ શુંભ, ૩૧

जगद्विध्वंसकेतस्मिन्महोग्रेतुल्यविक्रमे ॥
निशुंभेचमहावीर्येशेषाःपातालमाययुः ॥३२॥

તથા સકળ જગતનો વિધ્વંશ કરનારો અતુલ્ય પરાક્રમી છતા, મહા શક્તિમાન એવો મહા ઉગ્ર નિશુંભ, એ બેઉને દેવીએ યુદ્ધમા માર્યા એટલે જે દૈત્યો બાકી રહ્યા હતા, તે સર્વે પાતાળલોકમાં ગયા. ૩૨

एवंभगवतीदेवीसानित्यापिपुनःपुनः ॥
संभूयकुरुतेभूपजगतःपरिपालन ॥३३॥

હે રાજા, એ રીતનાં ભગવતી દેવી, આ પૃથ્વીને વિષે સર્વકાળ શેસરૂપે સ્થિત છેજ; પરતુ જે જે કાળે જગતને દૈત્યોને। ઉપદ્રવ થવા લાગે છે, તે કાળ વારવાર પ્રકટ થઇને, તેઓ જગતનુ પરીપાલન કરે છે ઃ ૩

तयैतन्मोह्यतेविश्वंसैवविश्वंप्रसूयते ॥
सायाचिताचविज्ञानंतुष्टाऋद्धिंप्रयच्छति ३४

તેજ દેવી, આ વિશ્વને ઉત્પન્ન કરી-ને મોહિત પણ કરે છે, તથા નિષકામ બુધિથી ભક્તિપુર્વક તેમની પુજા કરીને પ્રાર્થના કરે, એટલે તેઓ સતુષ્ટ થઇને,

પોતાનું તત્વજ્ઞાન આપે છે, અને સકામ બુધિથી આરાધન કરે, તો ઐશ્વર્ય સમૃદ્ધિ આપે છે ૩૪

व्याप्तंतयैतत्सकलंब्रह्मांडमनुजेश्वर ॥
महाकाल्यामहाकालेमहामारीस्वरूपया ३५

હે મનુજેશ્વર, એવાં જે બ્રહ્માદિકો-ને પણ પોતપોતાના અધિકારપર યોજના કરેછે, માટે જેમને મહાકાળી એમ કહે છે, તેમણેજ આ સંપુર્ણ બ્રહ્માંડને વ્યાપ્ત કરનારાં તેઓજ થાયછે ૩૫

सैवकालेमहामारीसैवसृष्टीर्भवत्यजा ॥
स्थितिकरोतिभूतानांसैवकालेसनातनी ३६

એજ રીતે પ્રલયકાળે મહામારી તે ઓજ હોય છે, તથા પોતે જન્મરહિત છતાં,

સૃષ્ટિકાળે સૃષ્ટિની ઉત્પત્તિ કરનારાં તેઓજ હોય છે, અને સ્થિતિકાળે પોતે નાશ રહિત છતાં, સકળ પ્રાણીમાત્રનું પાલન પણ તેઓજ કરે છે ૩૬

भवकालेनृणांसैवलक्ष्मीर्वृद्धिप्रदागृहे ॥
सैवाभावेतथालक्ष्मीर्विनाशायोपजायते ३७

વળી મનુષ્યોને સંપતિ મળવાનો સમય પ્રાપ્ત થાય, એટલે તે સમય તે મનુષ્યોના ઘરોમાં લક્ષ્મી રૂપે સંપતિની વૃધ્ધિ કરનારાં તેઓજ હોય છે, તેમજ વિપતિનો કાળ આવે, એટલે સંપતિનો નાશ કરવા બાબત તેઓ પોતેજ અલક્ષ્મી રૂપ ધારણ કરે છે ૩૭

स्तुतासंपूजितापुष्पैर्धूपगंधादिभिस्तथा

ददातिवित्तपुत्रांश्चमतिंधर्मेगतिशुभां ॥ ३८ ॥

એવા જે જગન્માતા લક્ષ્મી દેવી તેઓની ગંધ પુષ્પ ધુપાદિકથી પુજા તથા સ્તુતિ કરે, એટલે તેઓ પ્રસન્ન થઇને, ધન, પુત્ર તથા ધર્માચરણ બાબત ઉત્તમ બુદ્ધિ આપીને, છેવટે ગતિ પણ ઉત્તમ આપે છે

इतिश्रीमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वतंरे देवीमाहात्म्येभगवतीवाक्यनामद्वादशोऽध्यायः ॥ १२ ॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણીકે મન્વતરે દેવી મહાત્મ્યે દેવ્યાચરિત નામ સાર્થ દ્વાદશોધ્યાય ૧૨

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

एतत्तेकथितंभूपदेवीमाहात्म्यमुत्तमं ॥
एवंप्रभावासादेवीययेदंधार्यतेजगत् ॥ १ ॥

ઋષિ કહે છે કે સુરથ રાજા, એ રીતે પ્રથમ કહ્યા પ્રમાણેનું ઉત્તમ પ્રકારનું દેવીનુ માહાત્મ્ય મે તને કહ્યું એ રીતનો દેવીનો પ્રભાવ જાણવો, કે, જેમણે આ સંપુર્ણ જગત ધારણ કર્યું છે. એ ઉપરથી જગતની ઉત્પત્તિ તથા નાશ પણ કરનારા તેઓજ કહેવાય ૧

विद्यातथैवक्रियतेभगवद्विष्णुमायया ॥
तयात्वमेषवैश्यश्चतथैवान्येविवेकिनः ॥ २ ॥

એવી જે વિષ્ણુ ભગવાનની માયા, તેમણેજ જે આ તત્વજ્ઞાનરૂપી વિદ્યા નિર્માણ કરી છે, તે વિદ્યાવડેજ તું સુરથ, આ સમાધિ નામનો વૈશ્ય અને બીજા લૌકિક શાસ્ત્ર જાણનારા વિવેકી પુરૂષો ૨

मोहंतेमोहिताश्चैवमोहमेष्यंतिचापरे ॥
तामुपैहिमहाराजशरणंपरमेश्वरीं ॥३॥

અને જેઓને વિપરીત જ્ઞાન હોવાથી પ્રથમ જેઓ મોહિત થયા છે. હાલમાં જેઓ મોહ પામે છે તથા ભવિષ્યકાળમા પણ જે બીજાઓ મોહિત થશે, એ સર્વે સહિત હે મહારાજા, તું એ પરમેશ્વરીને શરણે જ ત્રે તેમનું, આ તત્વજ્ઞાન વિદ્યાવડે તું આરાધન કર, ૩

आराधितासैवनृणांभोगस्वर्गापवर्गदा ॥

॥ मार्कंडेयउवाच ॥

इतितस्यवचःश्रुत्वासुरथःसनराधिपः ॥ ४ ॥

કારણ કે, જેમનુ આરાધન કરીએ, એટલે તેઓજ મનુષ્યોને આ લોકનાં સુખ ભોગ, સ્વર્ગ તથા મોક્ષનાં આપનારાં છે માર્કંડેય કહે છે એ રીતના ઋષિના વાક્યો સાભળતાંજ, એ નરાધિપતિ સુરથ રાજા ૪

प्रणिपत्यमहाभागंतमृषिंसंशितव्रतम् ॥

निर्विण्णोतिममत्वेनराज्यापहरणेनच ॥५॥

એ તીવ્ર વ્રત સપન્ન મહા ભાગ્યશાળી, ઋષિને નમસ્કાર કરીને, જે પર તેની અ-ત્યત મમતા હતી તે રાજ્ય શત્રુએ હરણ કરી લીધાથી, તે દુખથી વ્યાકુળ હોતો

થકો, એમને એમજ. ૫

जगामसत्वरस्तपसेसचवैश्योमहामुने ॥
संदर्शनार्थमंबायानदीपुलिनसंस्थितः ॥ ६ ॥

એ ઋષિની આજ્ઞા ઉપરથી તરત તપશ્ચર્યા કરવા સારૂ ગયે, તેમજ હે મહામુની, એ વૈશ્ય પણ જગદંબાના દર્શનને અર્થે, નદીની તીરે જઇને બેઠો. ૬

सचवैश्यस्तपस्तेपेदेवीसूक्तंपरंजपन् ॥
तौतस्मिन्पुलिनेदेव्याःकृत्वामूर्तिमहीमयीम् ७

અને તે ઠેકાણે એ વૈશ્ય, દેવી શુક્તનો જપ કરતો થકો તપશ્ચર્યા કરવા લાગ્યો, એ રીને એ રાજા તથા વૈશ્ય એ બેઉએ, એ નદીની તીરે મૃત્તિકા વડે દેવીની મૂર્ત્તિ કરીને; ૭

अर्हणांचक्रतुस्तस्याःपुष्पधूपाग्नितर्पणैः ॥
निराहारौयताहारौतन्मनस्कौसमाहितो ॥८॥

તેમની પુષ્પ તથા ધુપાદિકવડે પૂજા, તથા તેમના ઉદ્દેશથી અગ્નિમા હોમ કરવા લાગ્યા, અને કેટલાક દિવસ પર્યંત પડે અલ્પાહાર કરીને, આગળ જતાં નિરાહારીપણે રહ્યા છતા, બીજા સર્વ બાહ્ય૦ વ્યાપાર છોડી, કેવલ અનન્ય બુદ્ધિથી એ દેવીમાં ચિત્ત રાખીને, તપ કરવાલાગ્યા. ૮

ददतुस्तौबलिंचैवनिजगात्रासृगुक्षितम् ॥
एवंसमाराधतनोस्त्रिभिर्वर्षैर्यतात्मनोः ॥ ९ ॥

અને એ દેવીના ઉદ્દેશથી પશુ તથા પુષ્માડાદિકનું બલિ કરીને, તેપર પોતાના શરીરનું રક્ત પ્રોક્ષણ કરીને તેમને સમ-

પંણુ કરવા લાગ્યા. એ રીતે તેઓએ મનનો નિગ્રહ કરીને, ત્રણુ વર્ષ પર્યંત એ દેવીનું સમારાધન કર્યું ૯

परितुष्टाजगद्धात्रीप्रत्यक्षंप्राहचंडिका ॥

॥ देव्युवाच ॥

यत्प्रार्थ्यतेत्वयाभूपत्वयाचकुलनंदन ॥ १० ॥

તે વખત એ જગત્માતા ચંડિકા, અત્યંત સંતુષ્ટ હોતા થકા, પ્રત્યક્ષ દર્શન દેઇને, એ એઉને કહેવા લાગ્યાં કે, હે ભૂપતિ, જે બાબત તેં મારી પ્રાર્થના કરી, તેમજ હે વૈશ્ય, તારી પણુ જે ઇચ્છા હશે

मतस्तत्प्राप्यतांसर्वंपरितुष्टाददामितत् ॥

॥ मार्कंडेयउवाच ॥

ततोवव्रेनृपोराज्यमविभ्रंश्यन्यजन्मनि ॥११॥

તે પ્રમાણે સર્વે, મારી પ્રસેથી તમો બહુને પ્રાપ્ત થશે હુ તમારી તપશ્ચર્યાથી અતિ સતુષ્ટ થઇછુ, માટે તમારા ઇચ્છિત મનોરથ પૂર્ણ કરૂંછુ માર્કંડેય કહે છે. એ રીતે એ દેવી વરદાન આપવાને પ્રસન્ન થયા, એટલે રાજાએ એવુ માગ્યુ કે, હુ ઘણા જન્માતરોએ પણ રાજ્ય થકી ભ્રષ્ટ નથાઉં એવુ, ઘણા કાળ સુધી સ્થિર રહેનારૂ રાજ્ય, મને આપો ૧૧

अत्रैवचनिजंराज्यंहतशत्रुबलात् ॥
सोपिवश्यस्ततोज्ञानवत्रेनिर्विंण्णमानसः ॥१२॥

અને હાલ આ જન્મમા પણ મારૂં જે રાજ્ય, જે શત્રુએ બલાત્કારે હરણ કર્યુંછે, તે પણ શત્રુના બળનો નાશ થઇને, મને

પ્રાપ્ત થાય એવી રાજાએ પ્રાર્થના કર્યાપછી એ વૈશ્ય, સંસાર વિષે વિરક્ત મનો થયાથી, તેણે એવું માગ્યું કે હે દેવી, મને તત્વજ્ઞાન પ્રાપ્ત થાય. ૧૨

ममेत्यहमितिप्राज्ञस्संगविच्युतिकारकम् ॥

॥ देव्युवाच ॥

स्वल्पैरहोभिर्नृपतेस्वंराज्यंप्राप्स्यतेभवान् १३

તે જ્ઞાન એવું કે, આ સર્વ સ્ત્રી પુત્રાદિ પરિવાર મારોજ છે, તથા તેઓનું રક્ષણ કરનારો હુંજ છું, એવા સંગત્વનો સર્વથા નાશ થાય એવું જ્ઞાન મને આપો. એ રીતે એ વૈશ્યે મોક્ષકારક વરદાન માગ્યું એ ઉપરથી એ મહાજ્ઞાની હતો એમ સિદ્ધ થયું. દેવી કહે છે કે, હે નરપતિ, તારૂં

રાજ્ય તને થોડા દિવસમાં પ્રાપ્ત થશે. ૧૩

हत्वारिपूनस्खलितं१वतत्रभविष्यति ॥
भूतश्चभूय.संप्राप्यजन्मदेवाद्विवस्वतः ॥१४॥

એ રાજ્યને હરી લેનારા શત્રુનો નાશ થઇને, એ રાજ્ય તારા આયુષ્ય પર્યંત અક્ષય ટકશે, અને તું મરણ પામીશ તે પછી, વિવસ્વાન નામના સૂર્ય દેવ થકી, તને ફરી જન્મ પ્રાપ્ત થશે ૧૪

सावर्णिकोनाममनुर्भवाभ्रुविभविष्यति ॥
वैश्यवर्यत्वयायश्ववरोस्मत्तोभिवांछितः॥१५॥

તથા એ જન્મમા તું આ પૃથ્વીપર સાવર્ણિક નામનો મનુ થઈશ રાજાને એવુ વરદાન આપીને, વૈશ્યને કહે છે કે, શ્રેષ્ટ વૈશ્ય તું મારા થકી જે જ્ઞાનરૂપી વરદાન

પ્રાપ્ત થવાને ઇચ્છે છે        ૧૫

तंप्रयच्छामिससिद्धैतवज्ञानभविष्यति ॥

॥ मार्कंडेयउवाच ॥

इतिदत्वातयोर्देवीयथाभिलषितंवरन् ॥१६॥

તે વરદાન તને મુક્તિરૂપી સિદ્ધ પ્રાપ્ત થવા સારૂ હું આપુંછું, તેથી કરીને તને જ્ઞાન પ્રાપ્ત થશે માર્કંડેય કહે છે એ રીતે એ દેવી એ બેઉના મનોગતાનુસારે તેઓ ને યથાયોગ્ય જુદા જુદા વરદાન આપ્યા ૧૬

बभूवांतर्हितासद्योभक्त्यातान्भ्यामभिष्टुता ॥

एवंदेव्यावरंलब्ध्वासुरथःक्षत्रियर्षभः

सूर्याज्जन्मसमासाद्यसावर्णिर्भवितामनुः १७

પછી એ બેઉએ ભક્તિપૂર્વક સ્તુતિ કરી, એટલે દેવી, તત્કાળ અંતર્ધાન પામ્યા,

એ રીતે દેવી થકી, ક્ષત્રીયોના શ્રેષ્ઠ સુરથ રાજાએ, વરદાન સંપાદાન કર્યું તેજ ભવિષ્યકાળમાં આવનારા મન્વંતરમાં સૂર્યથકી જન્મ લેઇને, સાવર્ણિ મનુ થશે ૧૭

॥ इतिश्रीमार्कंडेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीभगवतीमाहात्म्येसुरथवैश्ययोर्वरप्रदानंनाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણિકે મન્વંતરે દેવી મહાત્મ્યે સુરથવૈશ્યયોર્વરપ્રદાનનામ સાર્થ દ્વાદશો ધ્યાય ૧૩

## ॥ श्रीगणपतिर्जयति ॥

---

## अथोत्तरन्यासः

खड्गिनीशूलिनीघोरा० हृदयायनमः ॥ शूलेनपाहिनोदेवि० शिरसेस्वाहा ॥ प्राच्यां-रक्षप्रतीच्यांच० शिखायैवषट् ॥ सौम्यानी-यानिरूपाणि० कवचायहुं ॥ खड्गशूलगदा-दीनि० नेत्रत्रयायवौषट् ॥ सर्वस्वरूपेसर्वेशे० अस्त्रायफट् ॥ अथध्यानं ॥ विद्युद्दामसमप्रभां मृगपतिस्कंधस्थितांभीषणां कन्याभिः कर-वालखेटविलसद्धस्ताभिरासेवितां ॥ हस्तैश्च-क्रधरालिखेटविशिखांश्चापंगुणन्तर्जनी बिभ्रा-

णामन्त्राह्वितथा सप्तिश्वरांदुर्गांभिनेवांमणेव्

॥१॥ अथदेवीसूक्तं ॥ नमोदेव्यैमहादेव्यैशि॰

वायैसततंनमः ॥ नमःप्रकृत्यैभद्रायैनियताःप्र॰

णताःस्मताम् १ रौद्रायैनमो नित्यायैगौर्यै ।धा॰

त्र्यैनमोनमः ॥ ज्योत्स्नायैचेंदुरूपिण्यैसुखायैसततं॰

नमः ॥ २ ॥ कल्याण्यैप्रणतां वृद्ध्यैसिद्धयै

कुर्म्मोनमोनमः नैर्ऋत्यैभूभृतांलक्ष्म्यै शर्वाण्यै॰

तेनमोनमः ॥ ३ ॥ दुर्गायैदुर्गपारायैसारायै

सर्वकारिण्यै ॥ ख्यात्यैतथैवकृष्णायैधूम्रायैस॰

ततं नमः ॥ ४ ॥ अतिसौम्यातिरौद्रायैनता॰

स्तस्यैनमोनमः ॥ नमोजगत्प्रतिष्ठायैदेव्यैकृ॰

त्यैनमोनमः ॥ ५ ॥ यादेवी सर्वभूतेषुविष्णु

मायेतिशब्दिता ॥ नमस्तस्यैनमस्तस्यैनम॰

स्तस्यैनमोनमः ॥ ६ ॥ यादेवीसर्वभूतेषुचे
तनेत्यभिधीयते ॥ नमस्तस्यैनमस्तस्यै नम-
स्तस्यैनमोनमः ॥ ७ ॥ यादेवीसर्वभूतेषुबु
द्धिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनम
स्तस्यैनमोनमः ॥ ८ ॥ यादेवीसर्वभूतेषु-
निद्रारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैन-
मस्तस्यैनमोनमः ॥ ९ ॥ यादेवीसर्वभूतेषु
क्षुधारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनम-
स्तस्यैनमोनमः ॥ १० ॥ यादेवीसर्वभूतेषु-
छायारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यै-
नमस्तस्यैनमोनमः ॥ ११ ॥ यादेवीसर्वभूते-
षुशक्तिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्त-
स्यैनमस्तस्यैनमोनमः ॥ १२ ॥ यादेवीसर्व-

भूतेषु तृष्णारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनम-
स्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १३ ॥ यादेवी-
सर्वभूतेषुक्षांतिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैन-
मस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १४ ॥ यादेवी-
सर्वभूतेषुजातिरूपेण सस्थिता ॥ नमस्तस्यै
नमस्तस्यैनमस्यस्यैनमोनमः ॥ १५ ॥ यादे
वीसर्वभूतेषुलज्जारूपेणसंस्थितानमस्तस्यैन
मस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १६ ॥ यादेवी
सर्वभूतेषुशांतिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैन-
मस्तस्यैनमस्तस्यैनगोनमः ॥ १७ ॥ यादेवी-
सर्वभूतेषुश्रद्धारूपेणसंस्थिता ॥ नमस्तस्यैन-
मस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १८ ॥ यादेवी-
सर्वभूतेषुकांति रूपेणसंस्थिता ॥ नमस्तस्यै-

नमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १९ ॥ या-
देवीसर्वभूतेषुलक्ष्मीरूपेणसंस्थिता । नमस्त-
स्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२०॥ या-
देवीसर्वभूतेषुवृत्तिरूपेणसंस्थिता ॥ नमस्त-
स्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२१॥ या-
देवीसर्वभूतेषुस्मृतिरूपेणसंस्थिता ॥ नमस्त-
स्यै नमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२२॥ या-
देवी सर्वभूतेषुदयारूपेणसंस्थिता ॥ नमस्त-
स्यैनमस्तस्यैनमोनमः ॥ २३ ॥ यादेवीसर्व-
भूतेषु तुष्टिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्त
स्यैनमस्तस्यैनमोनमः ॥ २४ ॥ यादेवीसर्व
भूतेषुमातृरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्त
स्यैनमस्तस्यैनमो नमः ॥ २५॥ यादेवीसर्व-

भूतेषुभ्रांतिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनम-स्तस्यैनमस्तस्यैनमोनमः ॥ २६ ॥ इंद्रिया-णामधिष्ठात्रीभूतानाचाखिलेषु या भूतेषुस-ततंस्यैव्याप्त्यैदेव्यैनमोनमः ॥२७॥ चिति-रूपेणयाकृत्स्नमेतद्व्याप्यस्थिताजगत् ॥ नम-स्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ २८ ॥ स्तुतासुरैः पूर्वमभीष्टसंश्रयात्तथासुरेंद्रेणदिने-षुसेविता ॥ करोतुसानः ॥ शुभहेतुरीश्वरी-शुभानिभद्राण्यभिहंतुचापदः ॥ २९ ॥ या-सांप्रतंचोद्धतदैत्य तापितैरस्माभिरीशाचसुरै-र्नमस्यते याचस्मृता तत्क्षणमेवहांतिनः सर्वा-पदोभक्ति विनम्रमूर्तिभिः इति देवीसूक्तं प-ठित्वाष्टोत्तरशतंनवार्णजपंकुर्यातः दुस्तरन्या-

सान्विधाय ॥ गुह्यातिगुह्यगोप्त्रीत्वंगृहाणा-
स्मत्कृतजपम् ॥ सिद्धिर्भवतुमेदेवित्वत्प्रसादा-
न्महेश्वरि ॥ इतिदेव्यावामहस्तेजपंनिवेद-
येत् ॥ श्रीमहालक्ष्मीर्जयति ॥ अस्यश्रीस-
प्तशती रहस्यत्रस्य ॥ नारायणऋषिः अनु-
ष्टुप्छन्दः ॥ महाकालीमहालक्ष्मीमहासर॰
स्वत्योदेवताः ॥ यथोक्तफलावाप्त्यर्थंजपे-
विनियोगः ॥

---

## श्रीगणपतिर्जयति ॥

॥ राजोवाच ॥

भगवन्नवतारामेचंडिकायास्त्वयोदिताः ॥
एतेषांप्रकृतिंब्रह्मन्प्रधानंवक्तुमर्हसि ॥ १ ॥

સુરથ રાજા પ્રશ્ન કરે છે કે હે ઋષિ ભગવાન, આપે મને ચંડિકાના અવતાર કહ્યા એ અવતારોમાં મુખ્ય કયો અને અમુખ્ય કયો, એટલે પ્રધાન તથા પ્રકૃતિ કોણ ? તે કહેવાને માત્ર આપજ સમર્થ છો. ૧

आराध्ययन्मयादेव्याःस्वरूपंयेनचद्विज ॥
विधिनाब्रूहिसकलंयथावत्प्रणतस्यमे ॥ २ ॥

અને હે બ્રાહ્મણ દેવ, દેવીનાં એ અનેક રૂપોમાંથી મારે આરાધન કરવાને યોગ્ય એવુ સ્વરૂપ કયુ ? તે પણ મુજ પ્રણત જનને આપ સંપૂર્ણ રીતે યથાવિધિથી કથન કરશો. ૨

॥ ऋषिरुवाच ॥

इदंरहस्यंपरममनाख्येयंप्रचक्षते ॥
भक्तोसीतिनमोकिंचित्तवावाच्यंनराधिप ॥३॥

ઋષિ કહે છે હે નરાધિપ, એ પરમ ગુહ્ય હોવાનેલીધે, કદાપિ કહેવાને અશક્ય છે; તથાપિ તું ભક્ત છે. તો, તારાથી ભેદ રાખવા જોગ કંઇજ નથી, માટે કહું છું. સાંભળ. ૩

सर्वस्यामहालक्ष्मीस्त्रिगुणापरमेश्वरी ॥
लक्ष्यालक्ष्यस्वरूपासाव्याप्यकृत्स्नंव्यवस्थिता।

સત્વ, રજ તથા તમ એવા ત્રિગુણુથી યુક્ત જે પરમેશ્વરી મહાલક્ષ્મી, તેઓ જ સર્વમાં મુખ્ય હોવાને લીધે, કોઈ ઠેકાણે દૃષ્ય તથા કોઈ ઠેકાણે અદૃષ્ય રૂપે, સકળ

બ્રહ્માંડમા વ્યાપી રહ્યા છે ૪

मातुलिंगंगदांखेटंपानपात्रंचबिभ्रती ॥
नागंलिंगंचयोनिंचबिभ्रतीनृपमूर्धनि ॥ ५॥

તેમનું ધ્યાન કરવુ હોય, તો સ્વરૂપ એવુ છે કે, હે રાજા, તેમણે પોતાના ચારે ભુજને વિષે મહાલુંગ, ગદા, ખેટ તથા પ્રાશન કરવાનું પાત્ર, એવાં ચારે આયુધો ધારણ કર્યો છતાં, મસ્તક પર નાગ, પુરૂષ ચિન્હ તથા સ્ત્રી ચિન્હ એ ઉભયરૂપદર્શક ચિન્હો ધારણ કર્યાં છે ૫

तप्तकांचनवर्णाभातप्तकांचनभूषणा ॥
शून्यंतदखिलंस्वेनपूरयामासतेजसा ॥ ६ ॥

અને તેમની કાન્તી તાવેલા સુવર્ણ સ- માનની છતાં, તેમણે પોતાના અંગપરનાં

ભૂષણો પણ તપાવેલા સુવર્ણનાંજ ધારણ કર્યાં છે તો જે આ સંપૂર્ણ બ્રહ્માંડ પ્રથમ પ્રકાશે રહિત હતું. તે તેમણે પોતાની કાન્તીથી પ્રકાશયુક્ત છે ૬

शून्यंतदखिलंलोकंविलोक्यपरमेश्वरी ॥
बभारस्पमपरंतमसाकेवलेनहि ॥ ७ ॥

તેમજ જગદોત્પત્તિની પૂર્વે આ સંપૂર્ણ લોક (સ્થાનો) શૂન્ય છે એમ જોઇને, પરમેશ્વરીએ, કેવલ તમોગુણ યુક્ત એવુ બીજુ રૂપ ધારણ કર્યુ ૭

साभिन्नांजनसंकाशादंष्ट्राचितवरानना ॥
विशाललोचनानारीबभूवतनुमध्यमा ॥ ८ ॥

તે એવું કે, કાજલ સમાન કૃષ્ણવર્ણી

છતાં, તેમનું મુખ લાંબી દાઢોવાળું છતાં શોભાયમાન હતું, અને તેમનો કટિભાગ (કમ્મર, કેડ) અતિ સૂક્ષ્મ હતો એ રીતે એ વિશાલ નયની સ્ત્રીરૂપે થતા હવા ૮

खड्गपात्रशिरःखेटैरलंकृतचतुर्भुजा ॥
कबंधहारशिरसाबिभ्राणाहिशिरःस्रजम् ।९।

એને ખડ્ગ, પીવાનું પાત્ર, મસ્તક તથા ખેટ નામનું આયુધ એ ચાર વડે તેમના ચારે ભુજ શણગારાએલા છતાં, તેમણે છાતી પર એક મસ્તક વયરીનાં ધડોનો તથા એક મસ્તકોનો, એવા બે હાર ધારણ કર્યા. ૯

सामोवाचमहालक्ष्मीतामसींप्रमदोत्तमाम् ॥
नामकर्मचमेमातर्देहितुभ्यंनमोनमः ॥१०॥

એવું તમોગુણાત્મક રૂપ ધારણ કરનારાં જે સ્ત્રી, તે મહાલક્ષ્મીને કહેવા લાગ્યા કે હે માતા મારૂં નામ પાડો તથા હું કયું કર્મ કરૂં ! તે બાબતની મને આજ્ઞા આપો હું તમને નમસ્કાર કરૂં છું  १०

तांप्रोवाचमहालक्ष्मीस्तामसींप्रमदोत्तमाम् ॥
ददामितवनामानियानिकर्माणितानिते ।११।

તેમણે એવી પ્રાર્થના કરતાંજ મહાલક્ષ્મીએ તામસી ઉત્તમ [સ્ત્રીને કહેવા લાગ્યા કે જે માગ નામ તથા કર્મો છે તેજ હું તમને આપુ છુ.  ११

महामायामहाकालीमहामारीक्षुधातृषा ॥
निद्रातृष्णाचैकवीराकालरात्रिर्दुरत्यया १२

તે એવા કે, મહામાયા, મહાકાલી મ

હામારી ક્ષુધા, તૃષા, નિદ્રા, તૃશ્ણ, એક
વીરા, કાલરાત્રી તથા દુરત્યયા ૧૨

इमानितत्रनामानिमपाद्यानिकर्माभिः ॥
एभिःकर्माणितेज्ञात्वायोऽधीतेसोदश्नुतेसुखम्

એવા નામો તમને તમારા કર્મો વડેજ
પ્રાપ્ત થશે એવા નામો વડે તમારા કર્મો
જાણીને જે પુરૂષ એ નામોનું અધ્યયન
કરશે, તેને સુખ પ્રાપ્ત થશે ૧૩

तामित्युक्त्वामहालक्ष्मीःस्वरूपमपरंनृप ॥
सत्वाख्येनातिशुद्धेनगुणेनेंदुपमंदधौ ॥१४॥

હે રાજા એ રીતે એ તામસીને કહીને
મહાલક્ષ્મીએ શુદ્ધ સત્વગુણવડે ચંદ્રસમાન
કાન્તીયુક્ત બીજુ રૂપ ધારણ કર્યું ૧૪

अक्षमालांकुशधरावीणापुस्तकधारिणो ॥

सावभूववरानारीनामान्यस्यैचसाददौ ॥ १५॥

તે એવુ કે, તેઓ ચતુરભુજ છતા તે મણે કમલાક્ષવાળા અંકુશ, વીણા તથા પુસ્તક એવા ચાર ચિન્હો ચારે ભુજમા ધારણ કરીને તેઓ ઉત્કૃષ્ટ રૂપવતી સ્ત્રી થયા તે વખત તમને પણ મહાલક્ષ્મીએ નામો આપ્યા. ૧૫

महाविद्यामहावाणीभारतीवाक्सरस्वती ॥

आर्याब्राह्मीकामधेनुर्वेदगर्भाचधीश्वरी ॥१६॥

તે એવાં કે, મહાવિદ્યા મહાવાણી ભારતી વાક્ સરસ્વતી, આર્યા, બ્રાહ્મી કામધેનુ, વેદગર્ભાધિ, તથા ઇશ્વરી ૧૬

अथोवाचमहालक्ष्मीर्महाकालींसरस्वतीम् ॥

युवांजनयतांदेव्यौमिथुनेस्वानुरूपतः ॥१७॥

એવાં તેમનાં નામ પાડી પછી એ મહા લક્ષ્મી, મહાકાલી, તથા સરસ્વતી એ બેક ને કહેવા લાગ્યા કે હે દેવીઓ તમો બેક ને પોતપોતાના સ્વરૂપાનુસાર, સ્ત્રી પુરૂષની બે જોડયો ઉત્પન્ન કરવી. ૧૭

इत्युक्त्वातेमहालक्ष्मीः ससर्जमिथुनंस्वयं ॥
हिरण्यगर्भौरुचिरौस्त्रीपुंसौकमलासनौ ॥१८॥

એમ કહીને, એ મહાલક્ષ્મીએ, પોતેજ સ્ત્રી પુરૂષની એક જોડ અથવા જોડુ કે જોડુ પ્રથમ ઉત્પન્ન કર્યુ તેમા એક સ્ત્રી તથા એક પુરૂષ એવા એ બેઉ પરમ સુંદર છતાં તેમનાં ગર્ભમાં સુવર્ણરૂપ બ્રહ્માંડ હોવાને લીધે તેને હિરણ્યગર્ભ કહે છે, તથા તે બેઉ કમલરૂપી આસનપર બેઠા

હતાં. १८

ब्रह्मन्विधेविरंचेतिधातरित्याहतंनरम् ॥
श्रीःपद्मेकमलेलक्ष्मीत्याहमाताब्रिंयंचताम् १९

હે નૃપ, એમાંનો જે પુરૂષ હતો, તેને મહાલક્ષ્મી માતાએ હે બ્રહ્મન્ હે વિધે હે વિરંચ, હે ધાત એવા નામોવડે સંબોધન આપ્યું, અને જે સ્ત્રી હતી તેને હે શ્રી, હે પદ્મે, હે કમલે, હે લક્ષ્મી એવાં સંબોધનરૂપે નામ રાખ્યા. ૧૯

महाकालीभारतीचमिथुनेसृजतःसह ॥
एतयोरपिरूपाणिनामानिचवदामिते ॥२०॥

પછી મહાકાલી તથા ભારતીએ બે જોડયો નિર્માણ કરી, તેમના પણ રૂપ તથા નામ હું તને કહું છું ૨૦

नीलकंठंरक्तबाहुंश्वेतांगंचंद्रशेखरम् ॥
जनयामासपुरुषंमहाकालीसितांस्त्रियम् २१

તેમાં મહાકાલીએ જે જોડું ઉત્પન્ન કર્યું, તેમાં નીલકંઠ, રક્તબાહુ, શ્વેતાંગ તથા ચંદ્રશેખર આવાં નામે પુરૂષ તથા ગૌરવર્ણ સ્ત્રી એવાં બેઉ હતા ૨૧

सरुद्रःशंकरःस्थाणुःकपर्दीचत्रिलोचनः ॥
त्रयीविद्याकामधेनुःसास्त्रीभाषाक्षरास्वरा २२

તેમાના જે પુરૂષ રૂપે કહ્યા, તેજ રૂદ્ર, શંકર, સ્થાણુ, કપર્દી તથા ત્રિલોચન કહે વાય, અને જે ગૌરવર્ણ સ્ત્રીરૂપે, તેજ વેદ ત્રયીરૂપ વિદ્યા, કામધેનુ, ભાષા, સ્વર તથા અક્ષર એવા નામે થયા ૨૨

सरस्वतींस्त्रियंगौरींकृष्णंचपुरुषंनृप ॥

जनयामासनामानितयोरपिवदामिते ॥२३॥

પછી હે રાજા, સરસ્વતીએ ગૌરવર્ણ સ્ત્રી તથા કૃષ્ણવર્ણ પુરૂષ એવા બેઉ ઉત્પન્ન કર્યાં તેમના પણ નામ તને કહુંછુ   ૨૩

विष्णुःकृष्णोहृषीकेशोवासुदेवोजनार्दनः ॥
उमागौरीसतीचंडीसुंदरीसुभगाशिवा ॥२४॥

હે, વિષ્ણુ, કૃષ્ણ હૃષીકેશ વાસુદેવ તથા જનાર્દન, એવા એ પુરૂષના નામો; તેમજ ઉમા, ગૌરી, સતી, ચંડિ, સુંદરી સુભગા તથા શિવા, એવા સ્ત્રીના નામો હતા ૨૪

एवंयुवतयःसद्यःपुरुषत्वमपेदिरे ॥
चक्षुष्मतोनुपश्यंतिनेतरेतद्विदोजनाः ॥२५॥

એમાં જે એકદર સ્ત્રીયો હતી, તે તત્કાલ પુરૂષત્વ પામી. એવુ જેઓને જ્ઞાન

ચક્ષુ છે, તેઓજ માત્ર અવલોકન કરે છે. બીજા સામાન્ય જન જાણતા નથી. ૨૫

ब्रह्मणेप्रददौपत्नीमहालक्ष्मीर्नृपत्रयीम् ॥
रुद्रायगौरींवरदांवासुदेवायचश्रियम् ॥२६॥

હે નૃપ, પછી મહાલક્ષ્મીએ બ્રહ્મદેવને વેદત્રયી પત્ની તથા વાસુદેવને શ્રી પત્ની, એવી યોજના કરી ૨૬

स्वरयासहसम्भूयविरंचोऽडमजीजनत् ॥
बिभेदभगवान्रुद्रस्तद्गौर्यामहवीर्यवान्॥२७॥

પછી બ્રહ્મદેવે વેદત્રયી પત્ની સહવર્તમાન એકત્ર થઇને, એડ નિર્માણ કર્યું તે સમયે મહાપરાક્રમી જે રૂદ્ર ભગવાન, તેમણે પોતાની ગૌરી પત્નિ સહિત એ અંડનો ભેદ કર્યો. ૨૭

अंडमध्येप्रधानादिकार्यजातमभून्नृप ॥
महाभुतात्मकसर्वंजगत्स्थावरजंगमम् ॥२८॥

હે નૃપ, તે વખત એ બ્રહ્માંડમાં પ્રધાન રૂપનું કારણ જે માયા, તેથકી સર્વ મહત્તત્વાદિક કર્યો ઉત્પન્ન થયાં તે થકીજ આ પંચ મહાભૂતાત્મક સ્થાવર જંગમરૂપ સંપૂર્ણ જગત નિર્માણ થયું　　૨૮

पुपोषपालयामासतल्लक्ष्म्यासहकेशवः ॥
संजहारजगत्सर्वंसहगौर्यामहेश्वरः ॥ २९ ॥

તે પછી કેશવ ભગવાન, લક્ષ્મી સહ વર્ત્તમાન એ સર્વેનું પાલણ પોષણ કરવા લાગ્યા 'હે મહારાજા, એવા જે મહાલક્ષ્મી તેમને વિષેજ સર્વ પ્રાણીમાત્ર છતા તેઓ જ સર્વની ઈશ્વરી છે.　　૨૯

महालक्ष्मीमहाराजसर्वसत्वमयीश्वरी ॥
निराकाराचसाकारासैवनानाभिधानभृत् ३०
नामांतरैर्निरूप्यैषानाम्नानान्येनकेनचित् ३१

એ રીતનાં એ સૃષ્ટિની પૂર્વે નિરાકાર છતા, આગળ જતાં આકાર યુક્ત થઇને, અનેક પ્રકારનાં નામો ધારણ કરનારા થયા તેમાંનાં કેટલાક નામાન્તરો વડે મે તેમનુ નિરૂપણ કરયુ તો આ જગતમા લક્ષ્મીનાજ નામથી સર્વ છે. અન્ય નામોથી કંઇજ નથી. ૩૦-૩૧

इतिश्रीप्राधानिकरहस्येसपूर्ण.

ઇતિ શ્રી માર્કંડેય પુરાણે સાવર્ણિકે મન્વતરે દેવી મહાત્મ્યે પ્રાધાનિક રહસ્ય સાર્થંદશોધ્યાય' ૧૪

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

त्रिगुणा तामसीदेवीसात्विकीयात्वयोदिता ॥
साशर्वाचंडिकादुर्गाभद्राभगवतीर्यते ॥१॥

ઋષિ કહેછે એ રીને એ ત્રિગુણાત્મકા, તામસી તથા સાત્વિકી, એ ત્રણ પ્રકારના મે તને કહ્યા, તેમનેજ સર્વ, ચંડિકા, દુર્ગા, ભદ્રા તથા ભગવતી કહે છે. ૧

योगनिद्राहरेरुक्तामहाकाली तमोगुणा ॥
मधुकैटभनाशार्थयातुष्टावाम्बुजासनः ॥ २ ॥

તેમા, શ્રી હરિની યોગ નિદ્રા જે તમો ગુણાત્મિકા મહાકાલી કહ્યાં, કે જેમની મધુકૈટભના નાશને અર્થે બ્રહ્મદેવે સ્તુતિ કરી ૨

दशवक्त्रादशभुजादशपादांजनप्रभा ॥
विशालयाराजमानात्रिंशल्लोचनमालया ॥३॥

તે એવા કે, જેમને દશમુખ, દશભુજ તથા દશ ચરણ છતાં, તેઓ કાજલસમાન કૃષ્ણવર્ણા છે, અને તેમના પ્રત્યેક મુખને ત્રણ ત્રણ નેત્રો હોવાથી, તેઓ ત્રીશ નેત્રોની ત્રણ વિશાલ પંક્તિથી શોભાયમાન છે. ૩

स्फुरद्दशनदंष्ट्रासाभीमरूपापिभूमिप ॥
रूपसौभाग्यकांतीनासाप्रतिष्ठामहाश्रियां ॥४॥

તેમજ હે રાજા, તેમના દંત તથા દાઢયો અતિ દેદીપ્યમાન હોવાથી તેઓ ભયંકર છતાં, તેઓ પોતાનું રૂપ, શોભાગ્ય તથા કાન્તીની મહા શોભામા પ્રતિષ્ઠિત છે. ૪

खड्गबाणगदाशूलशंखचक्रभुशुंडीभृत् ॥
परिघकार्मुकशीर्षं निश्च्योतद्रुधिरं दधौ ॥ ५ ॥

અને તેમણે ખડ્ગ, બાણ, ગદા, શૂળ, શંખ, ચક્ર, ભુશુંડી, પરિઘ, ધનુષ્ય તથા જેમ થી રક્ત ટપકે છે એવુ મસ્તક એવા દશે હાથમાં દશે આયુધો ધારણ કર્યાં છે ૫

एषासा वैष्णवीमायामहाकाली दुरत्यया ॥
आराधितावशीकुर्यात्पूजाकर्तुश्चराचरम् ॥६॥

એવા એ મહાકાલી નામના વૈષ્ણવી માયા છે તેમનું નિવારણ અતિ દુખે પણ થવું અશક્ય છે, પરંતુ તેમનું આરાધન કરે, એટલે તેઓ તેમની પુજા કરનારને સંપૂર્ણ ચરાચર (ચર અચર) વિશ્વ વશ કરી આપે છે ૬

सर्वदेवशरीरेभ्यो याविर्भूताऽमितप्रभा ॥
त्रिगुणा सा महालक्ष्मीः साक्षान्महिषमर्दिनी ॥७॥

અને સર્વ દેવોના શરીરથકી પ્રકટ થવાને લીધે જેમની કાન્તી અપાર છે, તે પણ મહિષાસુરનુ મર્દન કરનારા સાક્ષાત ત્રિગુણાત્મિકા મહાલક્ષ્મીજ જાણવા ૭

श्वेताननानीलभुजासुश्वेतस्तनमंडला ॥
रक्तमध्यारक्तपादानीलजंघोरुरुन्मदा ॥८॥

તેમનુ મુખ તથા સ્તનમંડળ અતિ શ્વેત વર્ણના છતા, મધ્યભાગ તથા ચરણ રક્ત વર્ણના અને હસ્ત જાંગો તથા પેટ નીલ વર્ણના છે એ રીતના એ સ્વભાવે ઉન્મત્ત છે ૮

सुचित्रजदनाचित्रदाल्यांबरविभूषणा ॥
चित्रानुलेपनाश्कांतिरूदसौभाग्दशालिनी ॥९॥

અને તેમની કટિનો પહેલો ભાગ વિચિત્ર છતા, તેમણે જે પુષ્પો, વસ્ત્રો તથા ભૂષણો ધારણ કર્યા છે, તે પણ વિચિત્રછે. તેમણે અંગે અનુલેપન કરેલો ગંધ પણ ચિત્રવર્ણ છે; પરન્તુ તેઓ કાન્તી, રૂપ તથા સૌભાગ્યવડે સુશોભિત દેખાય છે. ૯

अष्टादशभुजापूज्यासासहस्रभुजासती ॥
आयुधान्यत्रवक्ष्यंतेदक्षिणाधःकरक्रमात् ॥१०॥

વળી મૂલરૂપે સહસ્ર ભુજાયુક્તના છતા તેઓ ભક્તજનોને પૂજા કરવા યોગ્ય અષ્ટાદશ ભુજાયુક્ત થયાછે તેમાં જમણી બાજુના છેક નીચલા હાથથી ડાબી બાજુના

ઉપરના હાથ સુધીના આયુધો અનુક્રમે વર્ણવે છે. ૧૦

अक्षमालाचक्रमलत्राणोसिःकुलिशंगदा ॥
चक्रंत्रिशूलपरशु.शखोघंटाचपाशकः ॥११॥

તે એવા કે, અક્ષમાલા ( રૂદ્રાક્ષ કે ભ ૬ ક્ની માલા ) કમલ, બાણ, ખડ્ગ, વજ્ર ગદા, ચક્ર, ત્રિશૂળ, પરશુ (ફરશી), શખ, ઘટા, પાશ ( ગુથેલી જાળ ) ૧૧

शक्तिर्दंडश्चर्मचापंपानपात्रकमंडलुः ॥
अलंकृतभुजामेभिरायुधैःकमलासनां ॥१२॥

શક્તિ, દંડ, ઢાલ, ધનુષ, પાનપાત્ર તથા કમડલ, એવાં અષ્ટાદશ આયુધો યુક્તની અષ્ટાદશ ભુજાઓ વડે તેઓ શણ-ગારાએલા છતા, કમલાસનપર બેઠાછે. ૧૨

सर्वदेवमयीमीशामहालक्ष्मीमिमान्नृप ॥
पूजयेत्सर्वलोकानांसदेवानांप्रभुर्भवेत् ॥१३॥

હે રાજા, એવા એ મહાલક્ષ્મી, સર્વ દેવોના સ્વરૂપવાળા હોવાથી, સર્વની ઈશ્વરી છે; માટે તેમનુ પુજન કરવુ જે પૂજન કરશે તે સર્વ લોક તથા દેવોનો પણ પ્રભુ થશે                                                  ૧૩

गौरीदेहात्समुद्भूतायासत्वैकगुणाश्रया ॥
साक्षात्सरस्वतीप्रोक्ताशुंभासुरनिबर्हिणी ॥१४॥

એ રીતના તેમના અનેક રૂપની પુ- જાઓનાં ફળ વર્ણવે છે તે એમ કે, ગૌરીના દેહથકી જે ઉત્પન્ન થયા, તે માત્ર એક સત્વગુણોનોજ આશ્રય કરનારા છતા, જેમણે શુંભાસુરનો સંહાર કર્યો, તેમને સા

ક્ષ ત સ્ર૨વતી જાણવા, ૧૪

दधौचाष्टभुजाबाणान्मुशलशूलचक्रभृत् ॥
शंखंघटांलागलचकार्मुकन्वसुधाधिप ॥ १५ ॥

હે પૃથ્વી પતિ, તેમણે બાણ, મુસળ, શુળ, ચક્ર, શ ખ ઘટ, હળ તથા ધનુષ્ય, એવા આઠ આયુધો આઠે ભુજાઓમા ધારણ કર્યા છે ૧૫

एषामपूजितापत्तयासर्वज्ञत्वंप्रयच्छति ॥
निशुंभमथिनीदेवीशुंभासुरनिबर्हिणी ॥१६॥

શુંભાસુરનુ મથન કરનારા દેવી એ-જ જાણવા. એ રીત્ન્ાે રે સરસ્વતી દેવીની પુજા કરે તેને સર્વંસ વ (સર્વ વિદ્યાઓનું પ્રવિથપણું ) આપે છે ૧૬

इत्युक्तानिस्वरूपाणिमूर्तीनांतवपार्थिव ॥

उपासनंजगन्मातुःपृथगासांनिशामय ।१७॥

હે પૃથ્વીપતિ, એ રીતે દેવીની અનેક મૂર્તીઓનાં અનેક સ્વરૂપ મે તને કહ્યા એ રીતના એ જગન્માતામા અનેક રૂપોની જુદે જુદી ઉપાસના કહુ છું સાભળ ૧૭

महालक्ष्मीर्यदापूज्यामहाकालीसरस्वती ॥
दक्षिणोत्तरयोःपूज्येपृष्ठतो।मथुनत्रयं ॥ १८॥

જે સમય મહાલક્ષ્મીનીજ પુજાકરવાની હોય, તે સમય મધ્યભાગે મહાલક્ષ્મીને સ્થાપન કરી, તેમની જમણી બાજુએ મહાકાલી તથા ડાબી બાજુએ મહા સરસ્વતીનુ સ્થાપન કર ને, તેમની પુજા કવી અને પાછળની બાજુએ ત્રણ જોટાં સ્થાપન કરીને તેમનીપણુ પુજા કરવી ૧૮

विरिचिःस्वरयामध्येरुद्रोगौर्याचदक्षिणे ॥
वामेलक्ष्म्याः हृषीकेशःपुरतोदेवतात्रयम् १९

એ દંપતિ (જોડા) એવા કે, મહાલક્ષ્મીની પુઠે સરસ્વતિ સહિત બ્રહ્મદેવ, જમણી બાજુએ ગૌરી સહિત રૂદ્ર તથા ડાબી બાજુએ લક્ષ્મી સહિત ઋષીકેશ (વિષ્ણુ) એ ત્રણે દંપતિઓ સ્થાપન કરીને તેમની પુજા કરવી, અને એ ત્રણની પાછળ એ મહાલક્ષ્મી વગેરે ત્રણ દેવીઓ જોઈએ. એ રીતે મહાલક્ષ્મીની પુજાનો પ્રકાર કહ્યો.

अष्टादशभुजामध्येवामेचास्यादशानना ॥
दक्षिणेष्टभुजालक्ष्मीमंहतीतिसमर्चयेत् ॥२०॥

તેમજ હે નરાધિપ, જે સમય અષ્ટાદશભુજાયુક્તનાં મહાકાળીનીજ પુજા કર-

વાની હોય તે સમય ઇશાનના ( શ મ ૨૧૬
વાળા) મહાલક્ષ્મી જમણી બાજુએ સ્થાપન
કરીને તેમની પુજા કરવી ૨૦

कालमृत्यूचसंपूज्यौसर्वारिष्टप्रशांतये ॥
यदाचाष्टभुजापूज्याशुंभापुरनिर्दिगो ॥२१ ॥

અને સર્વ અનિષ્ટ-(આપત્તિકાલ)ના-
પરિહારને અર્થે, તમની જોડે કાળ તથા
મૃત્યુની પણ પુજા કરવાની હોય ૨૧

नवास्याःशक्तयःपूज्यास्तथारुद्रविनायकौ ॥
नमोदेव्याइतिस्तोत्रैर्महालक्ष्मींसमर्चयेत् २२ ॥

સે સમય તેમની આજુબાજુએ નવ
શક્તિયો સ્થાપન કરીને, તેમની પુજા કરવી
અને રૂદ્ર તથા વિનાયકની પણ પુજા કરવી
હવે મહાલક્ષ્મીની પુજા, નમો દેવ્યે, એવા

સ્તોત્ર વડે કરવી ૨૨

अवतारत्रयार्चायांस्तोत्रमंत्रास्तदाश्रयाः ॥
अष्टादशभुजाचैषापूज्यामहिषमर्दिनी ॥२३॥

એ પ્રમાણે મહાલક્ષ્મી, મહાકાલી તથા મહાસરસ્વતિ એ ત્રણે અવતારની પુજા તેને સ્તોત્રમંત્રવડેજ કરવી. મહિષાસુર મથની જે અષ્ટદશ ભુજા પુજ્ય છે ૨૩

महालक्ष्मीर्महाकालीसैवप्रोक्तासरस्वती ॥
ईश्वरीपुण्यपापानांसर्वलोकमहेश्वरी ॥ २४ ॥

તેજ મહાલક્ષ્મી, મહાકાલી તથા તેજ મહાસરસ્વતી વર્ણવ્યા છે તેઓજ પુણ્ય પાપનાં યથોક્ત ફળ આપવાને સમર્થ છતા, સર્વ લોકોની માહેશ્વરી પણ છે. ૨૪

महिषांतकरीयेनपूजितासजगत्प्रभुः ॥

पूजयेजगतांधात्रींचंडिकांभक्तवत्सलाम् ॥२५॥

એ રીતના મહિષાસુર મર્દનીનું જેણે પુજન કર્યું હોય, તે સર્વ જગતનો પ્રભુ થાય છે, માટે સકળ જગતની માતા ભક્ત વત્સલા ચડિકા દેવીનું પુજન કરવુ ૨૫

अर्घ्यादिभिरलंकारैर्गंधपुष्पैस्तथाक्षतैः ॥
धूपैर्दीपैश्चनैवेद्यैर्नानाभक्ष्यसमन्वितैः ॥२६॥

તે એમ કે, અર્ઘ્ય, પદ્ય, આચમન સ્નાન, વસ્ત્રાલંકાર, ગંધ, અક્ષત, પુષ્પો, ધુપ, દીપ તથા અનેક પ્રકારનાં ભક્ષભોજ્યાદિ નૈવેદ્યવડે પુજન કરવુ. ૨૬

रुधिराक्तेनबलिनामांसेनसुरयानृप ॥
प्रणामाचनीयेनचंदनेनसुगंधिना ॥ २७ ॥

અને હે રાજા, રક્ત પ્રોક્ષણ કરેલા

અન્નનુ બલિ, માંસ તથા મદ્ય પણ એ, ચં
ડિકાને સમર્પણ કરવાં પછી નમસ્કાર આચ
મન ગંધ યુક્ત ચંદન, ૨૭

सकर्पूरैश्चतांबुलैर्भक्तिभावसमन्वितैः ॥
वामभागेग्रतोदेव्याश्छिन्नशीर्षमहासुरा ॥२८॥

તથા કર્પુરયુક્ત તાંબુલ, એ સર્વે ભક્તિ
ભાવનાયુક્ત થઇને, એ દેવીને નિવેદન કરવુ,
અને એ દેવીની આગળ ડાબી બાજુએ છિન્ન
મસ્તક થયેલાં મહિષાસુરનુ પણ ૨૮

पूजयेन्महिषंयेनप्राप्तंसायुज्यमीशया ॥
दक्षिणेपुरतःसिंहंसमग्रंधर्ममीश्वरं ॥ २९ ॥

પુજન કરવું, કારણ કે, જેણે એ ઈશ્વ-
રીની સાયુજય મુક્તિ સપાદન કરી તેમજ
આગળ જમણી બાજુએ સમસ્ત ધર્મરૂપી

ઇશ્વર જે સિંહ. ૨૯

वाहनंपूजयेद्देव्याधृतंयेनचराचरं ॥
ततःकृताञ्जलिर्भूत्वास्तुवीतचरीतैरिमैः ॥३०॥

તે દેવીનું વાહન છે, તેનું પણ પુજન કરવુ; કારણ કે જેણે ચરાચર વિશ્વ ધારણ કર્યુ છે એ રીતે સર્વનું પુજન કરીને પછી હસ્ત જોડીને એ ચરિત્રો વડે દેવીની સ્તુતિ કરવી ૩૦

एकेनवामध्यमेननैकेनेतरयोरिह ॥
चरितार्धंतुनजपेज्जपन्छिद्रमवाप्नुयात् ॥३१॥

તે એમ કે એક મહાલક્ષ્મીની મધ્યમ ચરિત્રથી રીંવા મહા લક્ષ્મી, મહાકાલીએ-ઓની બે ચરિત્રોથી અથવા બીજા બે ચરિ-ત્રો સહિત મધ્યમ ચરિત્ર વડે સ્તવન કરવું,

પરંતુ માત્ર અર્ધ ચરિત્રનો જપ કરવો નહિ,
કરે તો દુર્ગુણ પ્રાપ્ત થાય છે ૩૧

स्तोत्रमत्रैस्तुवीतेमांयदिवाजगदंबिका ॥
प्रदक्षिणानमस्कारान्कृत्वामूर्ध्निकृतांजालिः३२

અથવા સ્તોત્રમાંના તે તે દેવીના મંત્ર
વડે એ જગદંબિકાની સ્તુતિ કરવી પછી
પ્રદક્ષીણા તથા નમસ્કાર કરીને મસ્તકપર
જોડવા. ૩૨

क्षमापयेज्जगद्धात्रींमुहुर्मुहुरतंद्रितः ॥
प्रतिश्लोकंचजुहुयात्पायसंतिलसर्पिषा ॥३३॥

અને આલસ્ય રહિત થઇને એ જગ-
ન્માતાની મારા અપરાધક્ષમા કરો એવી
વારવાર પ્રાર્થના કરવી પછી પાયસ (ખીર,
દુધપાક) તિલ તથા ઘૃત (ઘી) એ

હવિર્દ્રવ્યનો પ્રતિશ્લોક ઉચ્ચાર કરીને અગ્નિ
મા હોમ કરવો                                    ૬૩

जुहुयात्स्तोत्रमंत्रैर्वाचंडिकायैशुभंहविः ॥
नमोनमःपदैर्देवींपूजयेत्सुसमाहितः ॥ ३४ ॥

અથવા ચડિકા પ્રીત્યર્થ શુ હવિર્દ્ર-
વ્યનું. સ્તોત્રમાના મત્રોવડે હવન કરવુ;
અને મહાલક્ષ્મ્યૈ નમોનમ મહાકાલ્યૈ ન-
મોનમ· વગેરે જે નામથી જે દેવીની પુજા
કરવી હોય તે નામના ચતુર્થ્યંત પદને
નમોનમઃ એવા અક્ષરો લગાડીને, તે તે
દેવીની એકાગ્ર મનવડે પુજા કરવી. ૩૪

प्रयतःप्रांजलिःप्रह्वःप्राणानारोप्यचात्मनि ॥
सुचिरंभावयेद्देवींचंडिकांतन्मयोभवेत् ॥३५॥

પછી શુચિભૂત થઇને, હસ્ત જોડીને

નમ્રપણાથી નમસ્કાર કરીને પોતાના હૃદય-
માં ઘણા વખત સુધી એ ચંડિકા દેવીનું
સ્થાપન કરીને તેમનું ધ્યાન કરતા કરતા;
તન્મય થવું                                   ૩૫

एवंयःपूजयेद्भक्त्यामत्यहंपरमेश्वरीं ॥
भुक्त्वाभोगान्यथाकामदेवीसायुज्यमाप्नुयात्

એ પ્રકારે જે પ્રતિદિન સે ભક્તિ ભા
વથી પરમેશ્વરીનું પુજન કરશે તે આ લોક-
માં યથેષ્ટ ઐશ્વર્યનો ઉપભોગ કરીને, દેવીની
સાયુજ્ય મુક્તિને પ્રાપ્ત થશે.                ૩૬

योनपूजयतेनित्यंचडिकांभक्तवत्सलां ॥
भस्मीकृत्यास्यपुण्यानिनिर्दहेत्परमेश्वरी ३७

અને જે આ ભક્તવત્સલ ચંડિકાનું
નિત્ય પુજન કરતો નથી તેનાં સર્વ પુણ્યો

પણ પરમેશ્વરી બાળીને ભસ્મ કરે છે ૩૭

तस्मात्पूजयभूपालसर्वलोकमहेश्वरीं ॥
यथोक्तेनविधानेनचंडिकांसुखमाप्स्यसि ॥३८॥

તો હે ભૂપાલ એ સકળલોક માહેશ્વરી ચંડિકાની, પ્રથમ કહેલી વિધિથી તું પુજા કર્યે જા એટલે તું સુખ પામીશ. ૩૮

इतिश्रीमार्कं॰ पु॰ सा॰ म॰ देवीभगवतीमा॰
वैकृतिकरहस्यसंपूर्ण.

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણિકે મન્વંતરે દેવીમહાત્મ્યે દેવ્યાચરિત નામ સાર્થ દશમો ધ્યાય ૧૦

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥

नन्दाभगवतीनामयाभविष्यतिनन्दजा ॥
सास्तुतापूजिताभक्त्यावशीकुर्याज्जगत्त्रयं ॥१॥

રૂષી કહે છે જે જગદમા વૈવસ્વત-મન્વતરમા નંદ ગોપાલ થકી નંદા ભગવતી એવા નામથી ઉત્પન્ન થશે તેમની જે ભક્તિ-ભાવથી સ્તુતિ તથા પુજા કરશે તેનેસંપુર્ણ ત્રૈલોક્ય વશ થશે ૧

कनकोत्तमकांतिःसासुकांतिकनकांबरा ॥
देवीकनकवर्णाभाकनकोत्तमभूषणा ॥ २ ॥

તેમનું ધ્યાન લક્ષણ કહું છુ કે તે દેવી મૂળથીજ સુંદર કાંતિ યુક્ત છતા વિસેષ ઉત્કૃષ્ટસુવર્ણની કાંતી સુવર્ણનાં વસ્ર સુ-

વર્ણનીજ મેખલા (ઘુઘરીયોવાળો કંદોરો)
તથા ઉત્કૃષ્ટ સુવર્ણનાજ સર્વ ભૂષણોપણ
ધારણ કરનારા થશે ૨

कमलांकुशपाशाब्जैरलंकृतचतुर्भुजा ॥
इंदिराकमलालक्ष्मीःसाश्रीरुक्मांबुजासना॥३॥

અને કમલ, અંકુશ, પાશ ( જાળ)
તથા શંખ ચ્યાર આયુધો તેમની ચ્યાર
ભુજાઓમા શોભશે, એવા એ ઇંદિરા કમલા
લક્ષમી તથા શ્રી, એવા ચ્યાર નામો ધારણ
કરનારા, સુવર્ણ કમલાસનપર શોભવા લગશે

यारक्तदंतिकानामदेवीभोक्तामयानघ ॥
तस्याःस्वरूपंवक्ष्यामिश्रुणुसर्वंमयापहं ॥ ४ ॥

હવે હે નિષ્પાપ રાજા, પ્રથમ રક્ત
દંતિકા નામનાં જે દેવી વર્ણવ્યાં તેમનું

સર્વ ભયોનો નાશ કરનારૂં સ્વરૂપ તને
કહુ છુ સાભળ ૪

रक्ताबरारक्तवर्णारक्तसर्वांगभूषणा ॥
रक्ततीक्ष्णनखारक्तदशनारक्तदंष्ट्रीका ॥५॥

કે જેઓ સ્વરૂપે રક્ત વર્ણનાં છતાં
જેમ કે રક્ત વસ્ત્ર પરિધાન કર્યા છે તથા
જેમના સઘળા અગપર રક્ત વર્ણનાંજ
ભુષણો ઘરેણાં છતાં તેમના નખ તીક્ષણ
અને રક્ત વર્ણ છે. અને જેમના દત તથા
દાઢયો પણ રક્ત વર્ણનાજ છે ૫

पतिनारीवानुरक्तादेवीभक्तंभजेज्जन ॥
वसुधेवविशालासासुमेरुयुग स्तनी ॥ ६ ॥

જેમ પતિવ્રતા સ્ત્રી પતી તરફ અ-
ત્યત આસક્ત હોય છે, તેમ એ દેવી ભક્ત-

જનપર પ્રેમ કરનારા છે તથા પૃથ્વી સમાન
વિશાલ છતા તેમના બેઉ સ્તન મેરૂ તુલ્ય છે

दीर्घौलंबावतिस्थूलौतावतीर्यमनोहरौ ॥
कर्कशावतिकांतौतौसर्वानंदपयोनिधी ॥ ७ ॥

તે અતિ દીર્ઘ લબાયમાન અતિ સ્થુ
લ તથા કઠીણ છતા, અતિશય રમણિક
તથા મનોહાર છે કારણકે જેમા સર્વ પ્રાણી
માત્રને આનદ કારક દુધ ભરેલુ છે, ૭

भक्तान्संपाययेद्देवीसर्वकामदुघौस्तनौ ॥
खड्गपात्रचमुशलंलागलंचबिभर्तिसा ॥ ८ ॥

અને તે સ્તનો સકલ મનોરથો સ
પુર્ણ કર નારા હોવાથી એ દેવી ભક્ત જ-
નોને તે વડે નિરતર સ્તનપાન કરાવે છે
આ રીતનાં એ દેવીએ ખડ્ગ પાત્ર, મુસલ

તથા હળ એ ચાર આયુધો ચારે ભુજાઓ
મા ધારણ કર્યાં છે. ૮

आख्यातारक्तचामुंडादेवीयोगेश्वरीतिच ॥
अनयाव्याप्तमखिलजगास्थावरजंगमं ॥९॥

એ રીતના એ રક્ત ચામુંડા દેવી, યોગેશ્વરી
એવાં નામથી પ્રખ્યાત છતા તેમણે સંપુર્ણ
સ્થાવર અને જંગમાત્મક જગત વ્યાપ્ત
કર્યું છે. ૯

इमायःपूजयेद्भक्तयासव्याप्नोतिचराचरं ॥
अधीतेयइमंनित्यरक्तदंत्या वपुःस्तव ॥ १० ॥

એમની જે કોઇ ભક્તિથી પુજા ક
રશે તે પણ સમસ્ત ચરાચર વિશ્વમા ગુ-
ણકીર્તીથી વ્યાપ્ત થશે, અને જે કોઇએ રક્ત
દંતિકા રૂપનાં સ્તવનનુ નિરંતર અધ્યયન

કરશે　　　　　　　　　　　　　　　૧૦

तंसापरिचंदेवोपतिमियमिवागना ॥

शाकंभरीनीलवर्णानीलोत्पलविलोचना ११

તેનુ એ દેવી સર્વદા સેવનકરીને તેની સમિપ નિવાસ કરશે એ વિષે દ્રષ્ટાત એવુ કે જેમ પતિવ્રતા નારી પતીનીજ અનન્ય બુદ્ધિથી સેવા કરે છે તેમ હવે શાકભરીનુ સ્વરૂપ વર્ણવ્યા તે સ્વરૂપે નીલવર્ણના છતા તેમના નેત્ર પણ નીલ (ગળીયલ) કમલના જેવુ છે　　　　　　　　　　　૧૧

गभीरनाभिस्त्रिवलीविभूषिततनूदरी ॥

सुकर्कशसमोत्तुंगवृत्तपीनघनस्तनी ॥ १२ ॥

અને તેમની નાભી ગભીર છતાં તેમનું સુક્ષમ ઉદર ત્રીવળીવડે સુશોભીત છે.

તેમજ તેમના ઉભયસ્તન કઠીણુ સમાનઉંચાં વર્તુલ ( ગોળ ) પુષ્ઠ તથા ઘટ છે ૧૨

मुष्टिंशिलिमुखैपूर्णंकमलं कमलालया ॥
पुष्पपल्लवमूलादिफलाढयशाकसंचयं ॥१३॥

અને તેઓ કમલમા વાશ કરનારા છતા તેમણે એક મુષ્ટી બાણોથી પરિપૂર્ણ ભરી છે, બીજા હાથમા કમલ, ત્રીજામા પુષ્પો કોમલ પલ્લવ મુળા વગેરે તથા ફલો વાળાં અનેક પ્રકારના શાકોનો સમુદય કર્યો છે. ૧૩

काम्यानंतरसैर्युक्तंक्षुत्तृष्मृत्युभयापहं ॥
चापमुकंवरस्फुरत्कांतिर्बिभर्ति परमेश्वरी ॥१४॥

તથા ચોથા હસ્તમાં કામા એટલે શૃંગારાદિનવ રસયુક્ત છતાં ક્ષુધા તૃષા,મૃ

ત્યુનો ભય હરનારૂં ધનુષ્ય એ પરમેશ્વરીએ ધારણ કર્યું ને ધનુષ્યની કાંતીથી દશે દિશા એ દેદીપ્યમાન થાય છે ૧૪

शाकंभरीशताक्षीसासैवदुर्गाप्रकीर्तिता ॥
उमागौरीसतीचंडिकालिकासाचपार्वती ॥१५॥

એવાં જે શાકંભરી કે જેને શતશંખ્યાક નેત્ર છે, તે દુર્ગાગૌરી, સતી, ચંડી કાલીકા તથા પાર્વતી પણ તેઓજ જાણવાં

शाकंभरीस्तुवन्ध्यायन्जपन्संपूजयन्नमन् ॥
अक्षय्यमश्नुतेशीघ्रमन्नपानादिसर्वशः ॥ १६ ॥

એ રીતના શાકંભરીની જે સ્તુતિ કરશે એમના રૂપનું જે ધ્યાન કરશે એમના મંત્રનો જે જપ કરશે તથા જે એમનું પૂજન કરીને એમને નમસ્કાર કરશે તેમને

શીઘ્ર અક્ષય અન્ન પાનાદિક વગેરેની પ્રાપ્તિ
રૂપી સઘળુ પ્રાપ્તિ થશે        ૧૬

भीमापीनीलवर्णामादंष्ट्रादशनभासुरा ॥
विशाललोचनानारीवृत्तपीनपयोधरा ॥१७॥

હવે ભીમા દેવીનુ સ્વરૂપ વર્ણવું છુ તે
એમ કે ભીમા પણ નિલવર્ણના છતા તેમ
ની દાઢયો તથા દાંત અત્યત પ્રકાશયુક્ત
છે. તથા નેત્રાપણ વિશાલ છતા તેમનાં સ્તન
ગોળ ઉંચા તથ પુષ્ટ છે        ૧૭

चंद्राहासचडमरुशिरः पात्रंचबिभ्रती ॥
एकवीराकालरात्रिःसैवोक्ताकामदास्तुता १८

અને તેમણે ખડ્ગ ડમરૂ મસ્તક તથા
પાત્ર એવાં ચાર આયુધો જ્યારે હસ્તમા

धारण कर्यां छे तेओनी स्तुती करवाने योग्य होवाथी तेमने एकवीश कालरात्री तथा कामदा कहे छे, १८

तेजोमंडलदुर्धर्षाभ्रामरीचित्रकांतिभृत् ॥
चित्रभ्रमरसंकाशामहामारीतिगीयते ॥१९॥

हवे महामारीनुं ध्यान कहुं छुं, के, जेमनी आजुबाजुए मंडलाकृति तेज होवाथी जेमणे अजीत छतां विचित्र कान्ती धारण करी छे तथा हाथमां चित्रवर्णनो भमरो धारण कर्यो छे एवा ए भ्रामरी नामनां पार्वती जाणवा तेमनेज महामारी कहेछे.

इत्येतामूर्तयोदेव्याव्याख्यातावसुधाधिप ॥
जगन्मातुश्चंडिकायाःकीर्तिताःकामधेनवः २०

हे पृथ्वीपति ए रीतनां ए देवीनुं

સ્વરૂપ મે તને કથન કર્યું એ ચડીકાની મૂર્તી એમની ભક્તિ કીર્તન કરનારને કામ ધેનુવત્ થાય છે. ૨૦

इदंरहस्यंपरमंनग्राच्यंकस्याचित्त्वया ॥
व्याख्यानंदिव्यमूर्तीनाम रीष्वावहितःस्वयं२१

આ પરમ રહસ્ય તુ કોઇને કહીશ નહિ પરંતુ એ દિવ્ય મૂર્તીના વ્યાખ્યાનનું તુ પોતે એકાગ્ર અ ત કરણથી અધ્યયન કર

देव्याध्यानंतवाख्यातगुह्याद्गुह्यतरंमहत् २२

इती श्रीमार्कंडेयपुराणेसावर्णिकमन्वंतरेदेवी भगवतीमहात्म्येमूर्तिरहस्य संपूर्ण.

માટે દેવીનુ આ સર્વોત્કૃષ્ટ ધ્યાન અતિ ગુહ્યથી પણ ગુહ્ય છતાં મેં તને કથન કર્યું.

ઇતિશ્રી માર્કંડય પુરાણે સાવર્ણીકે મન્વતરે દેવી ભગવતી મહાત્મ્યે મૂર્તી રહસ્ય સંપુર્ણ.

ઇતિશ્રી સાર્થ સપ્તસતી સમાપ્ત.

## સમાપ્ત.



છપાવી પ્રસિદ્ધ કર્તા

**બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.**

રીચીરોડ—અમદાવાદ.

શ્રીજૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમા શા વાડીલાલ નાથાલાલે છાપી. રીચીરોડ, અમદાવાદ.